# અર્જુન દેવ.



" મ્હારે ઉતાવળનું કામ છે એટલે ત્હારી સાથે વાતચીત કરવા માટે રોકાવાનો મ્હને અવકાશ નથી. " [ પાનું ૬ ]



આ ડીબાચો બાબુ પ્રી. પ્રેસમાં છાપ્યો કે. રીચીરોડ-અમદાવાદ

# (વાંચો) સચિત્ર ધાર્મીક પુસ્તકો.

નરસીંહ મહેતો ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦

મીરાંબાઈ ભાગ (૧-૨)
સચિત્ર દરેકના ૦-૧૦-૦

રામલીલા ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦

વીણાવેલી ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦

સતિ દ્રૌપદી સચિત્ર ૦-૧૦-૦

મદાલસા ભાગ ૧-૨ સંપુર્ણ
સચિત્ર કીં. ૦-૧૦-૦

રાજ કઠીઆરો ૧-૪-૦

રક્ષક ક ભક્ષક ? ૦-૧૦-૦

સતિ સીતા સચિત્ર ૦-૧૦-૦

પતિનારાયણ વ્રુત ૦-૬-૦

સત્યનારાયણની કથા૦-૬-૦

સદગુણી વારાંગના ૦-૧૦-૦

બત્રીસ પુતળીમાંની જુદી
જુદી વાર્તા ૧-૧૦ ભાગ
સચિત્ર દરેકની કીં. ૦-૮-૦

કામલત્તા સચીત્ર ૦-૮-૦

સમાજનો શીકાર ૦-૧૦-૦

સત્યવાદી હરિશ્ચંદ્ર ને તારા-
મતી સચિત્ર ૦-૧૦-૦

ચિતોડનો કરણ કીં ૦-૮-૦

પ્રતાપી પ્રમિલા કીં. ૦-૮-૦

રૂપિરાજનાં પદ કીં ૦-૮-૦

ચતુર સ્ત્રી વિલાસ ગરબાવળી
(લગનનાં ગીત સાથે) ૦-૮-૦

જુલમી જનેતા યાને પરિવર્તન
સચીત્ર ૦-૧૦-૦

હિંદુ સંસાર સચીત્ર ૦-૧૦-૦

જીવતી ચુડેલ સચીત્ર ૦-૮-૦

રાજા હરિશ્ચંદ્ર હરીગીતમાં
સચીત્ર ૦-૬-૦

બોડાણો ભાગ ૧-૨
સચીત્ર દરેકના ૦-૬-૦

પવિત્રકુમાર સચીત્ર ૦-૧૦-૦

પારસમણી૧૯૨ પાનાં ૦-૮-૦

,, મોટી ૨૫૬ પાનાં ૦-૧૦-૦

ભક્તશીરોમણી પાનાં ૧૯૨
કીં. ૦-૧૦-૦

ઝેરી ઝવેરી ૦-૧૦-૦

એકજ પસો કીં. ૦-૮-૦

॥ ॐ [illegible] ॥



# અર્જુન દેવ.

## ( એક સત્ય વીરની કુરાનની કથા )




: લેખક :

[illegible]

—ને—

શિવલાલ ત્રિભુવન ચાંટાવદરકર.



પ્રકાશક

રણછોડલાલ મોતીલાલ શાહ.

રીલીફરોડ—અમદાવાદ




મુલ્ય ૦-૮-૦



ૐ

# અર્જુનદેવ.

લેખકઃ

'મંગળ'

—તે—

શિવલાલ ત્રિભુવન—વાંટાવદરકર.

## પ્રકરણ ૧ લું.

### પિશાચી લાલસા.

" રહું અનુદિન હું ગમગિન વિરહ કારણ મંહી પ્રભુ, !
" સબુરી જાય છે ચાલી કહીં મુજ હસ્તને ચૂમું !
" નથી મેં સાંભળી ઓળખી જમીને દૌલતે ભરપુર !
" મગર મુજ દિલ દિવાનું છે રહે તારા નશે ચકચુર !

ભયાનક કાળરાત્રિનાં સુવિશાળ દેહમાં સૃષ્ટિ ગર્ક થએલી હતી. અંધકારનો ચંદરવો સારાએ જગત ઉપર પથરાએલો હતો.

સર્વત્ર ભયાનક શાન્તિનું ઘોર સામ્રાજ્ય પ્રસરી રહ્યુ હતું. આકાશને આંગે ટગમગતા દેવ દીવડા તારલાઓ પૃથ્વીના તિમિર પછેડાને સંકેલી લેવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. પવનની ગતિ અત્યન્ત મન્દ હોવાથી વૃક્ષો અડોલ–સ્થિર ઉભા હતા. સર્વત્ર સ્વામિ અને સુન્દરી નિદ્રારાણીના લલિત અંકમા સાનંદ પૂર્વક લેટી ગયા હતા.

સુમારે મધ્યરાત્રિ જેટલો સમય વ્યતિત થઈ ગયો હતો. અત્યારે એક માનવી જનમાર્ગ ઉપર ચાલ્યો જતો હતો. ત્હેના હોઠ બીડાયલા હતા. આંખો ચોતરફ દૃષ્ટિપાત કરી રહી હતી. ત્હેના શરીરનો બાંધો ઘાટીલો–સુદૃઢ સ્નાયુ બદ્ધ હતો. મુખમંડલ ઉપર વિરત્વનું અનેરૂં તેજ ચમકતું હતું. ત્હેના પગલે પગલે પુણ્યપ્રિયતા–પવિત્રતાના ચિન્હો અંકાતા જતા હતા.

ત્હે યુવાન હતો. યુવાનીની વિકારી છાયા ત્હેના વિમળતા ભર્યાવપુને હજીસુધી સ્પર્શી શકી નહોવાથી ત્હેના ભવ્ય મુખારવિન્દ ઉપર પ્રતિભા ઝળહળતી હતી.

અચાનક પાસેની ગલીમાંથી કોઈ નીકળીને ત્હેને વળગી પડ્યુ. ત્હે યુવાન ગભરાયો. શત્રુ સિવાય આવી રીતે ઓચિંતી તરાપ અન્ય કોઈ મારે નહિ એમ ત્હેણે માન્યું ને પોતાને વળગનાર વ્યકિતને ત્હેણે જોર કરીને સખ્ત આંચકો માર્યો. પરન્તુ એ અપરિચિત વ્યકિત ત્હેને જળોની પેઠે ચોંટી પડી હોવાથી દુર થઇ નહિ. ત્હે યુવાન સવિશેષ ગભરાયો. ગભરાટમાને ગભરાટમાં ત્હેનો હાથ કમર ઉપર લટકતા કિરપાણ પર પડ્યો. કીરપાણનો કારમો ચમકાર, અંધારામા ચમકી રહે તે પહેલાં તે વ્યકિતના મુખમાંથી અવાજ નિકળ્યો. એ અવાજમાં કોમળતા–મૃદુતા હતી. અવાજ સાંભળતાંજ યુવાનનો

ઝબકાર વિલય પામી ગયો. તે જાણી શક્યો કે એ અવાજ એક સ્ત્રીનો હતો.

તે સ્ત્રી ઉતાવળી, ઉન્માદિનીવત્ હસતા હસતા બોલી.

" મનગમતા મહારાજ ! ત્હમે મ્હને ઓળખતા નહિ હશો; પણ હું ત્હમને બરાબર ઓળખું છું, આજ બહુ દિવસો થયા હું ત્હમારા દર્શન કરવા માટે તલસતી હતી. આજે પ્રભુએ મ્હારો મનોરથ પુરો કર્યો છે. "

ત્હે અજ્ઞાન–અપરિચિત સ્ત્રીના બાહુ પાશમાં યુવાનનો દમ ઘુટાઇ રહ્યો હતો. સ્ત્રીના શબ્દો શ્રવણ કરીને ત્હે નમ્રતા પૂર્વક બોલ્યો:

" ત્હમે કોણ છો ? "

" હું એક નવયૌવના નારી છું. " યુવાનના શરીરને સવિશેષ જોરથી દાબતી સ્ત્રી બોલી:

" ત્હે હું જોઇ શકું છું ! " યુવાન બોલ્યો: " પણ ત્હમારૂં નામ શું છે ? "

" લોકો મ્હને ' વિલાસ ' કહે છે. " સ્ત્રીએ પોતાનું નામ જણાવ્યું.

" ત્હમારી શી અભિલાષા છે ? ત્હમારા બાહુ પાશમાં મ્હને મુક્ત કરીને જે કહેવાનું હોય તે કહો. " યુવાને પોતાની દેહને છુટી કરવાની માગણી કરતાં આ પ્રમાણે કહ્યું.

" ચિતચોર યુવાન ! " વિલાસ, ધીમા પરન્તુ મધુર સ્પષ્ટ સ્વરે બોલીને ત્હેણે યુવાનના શરીરને પોતાના બાહુપાશથી મુક્ત કર્યું. ને ત્હેણે વધુ ઉમેરતાં જણાવ્યું: " મ્હારી અભિલાષા ત્હમે ન કળી શક્યા ? એક નવયૌવના નારીની અભિલાષા શી હોય શકે ? "

યુવાન એક ડગલું પાછળ હઠી ગયો. તે ગભરાયલા સ્વરે બોલ્યો:

" મ્હારે ઉતાવળનું કામ છે એટલે ત્હમારી સાથે વાતચીત કરવા માટે રોકાવાનો મ્હને અવકાશ નથી."

એમ કહીને યુવાને ચાલવા માડ્યું. બે ત્રણ ડગલાજ ત્હે ભરી શકયો. વિલાસે રસ્તો રોકયો.

યુવાન બોલ્યોઃ " મ્હને શા માટે રોકો છો ?"

વિલાસ ઉન્માદીનીવત્ બોલીઃ " મ્હારી વાત જણાવ્યા વિના હું ત્હમને જવા દેનાર નથી, સમજ્યા ?"

યુવાન ઉભો રહ્યો. ત્હેના કાળજામા કમ્પનો આવિર્ભાવ થયો. ધ્રુજતા સ્વરે તે બોલ્યોઃ " ત્હમારે શું કહેવાનું છે ? જો કહેવાનું હોયતે ઉતાવળથી કહીદો."

" સાભળી લ્યો !" વિલાસે પોતાના વિલાસી સ્વભાવનો પરિચય બતાવતા આ પ્રમાણે શબ્દો બોલવા માડ્યાઃ " મ્હારા હ્રદયમા વિરહની જવાળા ભભુકી ઉઠી છે. હું ત્હમારા અનુપમ સાન્દર્યની પાછળ દીવાની બની છું. હજારો શિષ્યોથી ત્હમે ઘેરાયલા રહેતા હોવાથી હું ત્હમારી પાસે આવી શકતી નહિ. આજે સુઅવસર સાપડયો છે. મ્હારા હ્રદયદેવ આજે મ્હને મળ્યા છે. વ્હાલા ! આજે તમારે મ્હારી વર્ષોની તૃષા છીપાવવી પડશે !"

વિલાસનું હ્રદયવાસનાની તૃપ્તિ માટે અધિરૂં બન્યું હતું. અનંગના તાપથી ત્હેનું સમસ્તાંગ બળબળતું હતું. ત્હેના ઉરને ઉમરે કામદેવ નૃત્ય કરી રહયો હતો. ત્હેની અંગલતાના છિદ્ર છિદ્રમાં વિષયોન્માદ જામ્યો હતો. ત્હેની નયન કીકીમાથી પિશાચી લાલસાનો પ્રકાશ, યુવાનના પવિત્ર વદનમંડલ ઉપર તીરછો પડતો હતો.

યુવાન બોલ્યોઃ " પામર સ્ત્રી ! તું જાણે છે કે હું કોણ છું ?"

" શિખોના ધર્મ ગુરૂ અર્જુન દેવ." વિલાસ બોલીઃ

" અર્જુન દેવની પાસે ત્હમારી શી યાચના છે ? " અર્જુનદેવે પૂછ્યું.

" હૃદયના પ્રેમની. " વિલાસે પોતાની યાચના પ્રદર્શિત કરી

" અર્જુનદેવનું હૃદય જગતના ઉદ્ધારને માટે છે, ધર્મના સ્થાપનને અર્થે છે.

" આ વિલાસ પોતાના ઉદ્ધાર, ત્હમારા ધર્મોદ્ધારક-જગદુદ્ધારક હૃદયમાંજ નિહાળે છે. " વિલાસે જણાવ્યું.

" તું મ્હારી શિષ્યાઓમાં સ્થાન લેને હું ત્હારો ઉદ્ધાર કરીશ "
અર્જુનદેવ બોલ્યા:

" હું ત્હમારી શિષ્યા થવા માગતી નથી, પત્ની થવા માગું છું ! " વિલાસે સુસ્પષ્ટ મનોચ્છા પ્રકાશ કરી.

" હું એક ધર્મગુરૂ છું. " અર્જુનદેવે પોતાની મહત્તા દર્શાવી.

" તે હું જાણું છું. " વિલાસે કહ્યું:

" તો પછી—હા ! તો પછી એક ધર્મગુરૂ પાસે આવી નિર્લજ્જ વાતોના ઉચ્ચાર કરતા પહેલાં ત્હારી જીભ્હા કેમ કપાઇ જતી નથી ? "

અર્જુનદેવના અવાજમાં કઠોરતા આવવા માંડી.

" હૃદય જેને ચાહે છે, જેના નામ સ્મરણથી દિવાનું બને છે તેના સાથે ગમે તેવી નિર્લજ્જ વાતો કરવામાં શરમ નથી ને પાપ નથી. ભલે તે માણસ એક ધર્મગુરૂ હોય કે ખુદ પરમાત્માની પ્રતિમા હોય ! "

વિલાસ ઉંચા સ્વરે બોલી.

" દિવાની ઓરત ! " અર્જુનદેવ સક્રોધ બોલ્યો: " ત્હારી

આ નિર્લજ વાણી મ્હને ન સંભળાવ. મારા કર્ણો તેથી અપવિત્ર બને છે. ”

“ અર્જુનદેવ ! ” વિલાસ બોલીઃ “ મ્હારા હૃદયમા મદનનો અગ્નિ એવો ભડભડી રહ્યો છે કે હું મ્હારી જાતને અંકુશમા રાખવા અશક્ત છું. મ્હારો સ્વીકાર કરો ! મ્હારો ઉદ્ધાર કરો ! ”

“ બ્હેન ! ” અર્જુનદેવ બોલ્યોઃ ત્હેના સ્વરમા ઉપદેશનો ધ્વનિ હતો. “ વાસનાની મલિનતામા રગડોળાવું છોડીદે !—ક્ષુદ્ર વિષય તૃપ્તિ અર્થે પાપના અટલ સમુદ્રમા ગોથા ખાવાનુ છોડી દે ! તું દેવીથા જગતની જનુની થા, ”

“ અર્જુન ! અર્જુન ! ” ઉન્માદના ઉકળાટ ઉછળતા સ્વરે વિલાસ બોલીઃ “ મ્હારે બોધવચનો નથી સાંભળવા. મદન તપામા હું બળુ છું ! ત્હમારા વિરહના પ્રચંડ અગ્નિની ભયંકર જ્વાળામા હું જળું છુ ! મ્હારા દેહની જાણે ભસ્મ થતી જાય છે ! એક અનંગ પિડિતા પ્રમાદની વિનતીનો સત્કાર કરો! વિલાસના અધિરા અન્તરને શાન્ત કરો ! ”

“ વિલાસ ! બ્હેન—”

અર્જુન દેવને બોલતા અટકાવીને વિલાસ વચ્ચમા બોલી ઉઠી.

“ બ્હેન ન કહો. હું તો અર્જુનદેવ ! ત્હમારી પત્નીનાં પદની ચાહના કરૂં છું ! ”

અર્જુનદેવ તપશ્ચર્યા અને પવિત્રતાની સાક્ષાત્ મૂર્તિ હતા. શાંતિ ત્હેમની રગરગમા રણકતી હતી. વિલાસના અતિ ભ્રષ્ટ નિર્લજ શબ્દો સાંભળીને પ્રથમતો ત્હેમને ક્રોધ આવ્યો, પરન્તુ શાન્તિના સાગરમા એ ક્રોધના કાદવને ઝબોળી દઇ અર્જુનદેવ મૌન વશ સ્થીતિમા ઉભા રહ્યા.



ત્હેમના ક્ષમાવન્ત નયનોનો પ્રકાશ વિલાસના વદન ઉપર ઢળેલો હતો.

અર્જુનદેવને મૌન જોઇને વિલાસ પણ મૌન રહી. થોડા ક્ષણને માટે શાંતિનાં સલીલ વહ્યા.

રાત્રિની શાન્તિ બરાબર જામી હતી તિમિર તિમિરન મહા સાગરમા તિમિરના તરંગો ઉછાળા મારતા હતા.

અર્જુનદેવ વિલાસ તરફ એક દયાળુ. દ્રષ્ટિ ફેંકીને ચાલવા લાગ્યા.

તુરતજ વિલાસે અટકાવીને પૂછ્યુ

" અર્જુન ! અર્જુન ! મ્હારી માગણીનો કઇ જવાબ ? "

" ભલી બ્હેન ! " અર્જુનદેવ બોલ્યો: " ત્હમારી માગણી સ્વીકારવા જેટલો અર્જુન પતિત નથી. "

" હું ભીખારણ ત્હમારી પાસે પ્રેમની ભિક્ષા માગું છુ !" વિલાસ દીનતા ભર્યા સ્વરે બોલી.

" હું લાચાર છું ! " અર્જુનદેવ બોલ્યા: " કારણકે જગતની અન્ય સ્ત્રીઓને હું મ્હારી માતા અને ભગિની માણ્ છું "

" ત્હમારો આ તિરસ્કાર મ્હારી જાત કેવી કફોડી દશામા મૂકશે ત્હેનો કાંઇ ખ્યાલ આવે છે ? " વિલાસ બોલી:

" પાપાચાર પંથનું પ્રયાણ કેવી અસહ્ય નર્કયાતના ભોગવાવે છે ત્હેનો ત્હેને કાંઇ ખ્યાલ આવે છે ? "

અર્જુનદેવે સ્હામો પ્રશ્ન કર્યો:

" એક કામપિડિત કામિની એક પુરુષની સાથે પ્રેમસત્કાર કરે તે શું પાપાચાર ? " વિલાસબોલી:

" હા ! પાપાચાર ! ભયંકર અત્યાચાર ! " અર્જુનદેવ બોલ્યા

" નહિ નહિ ત્હમે ખોટુ બોલો છો ! એક જીવન સમર્પણ કરવા તૈયાર બનેલી મુગ્ધાની આશાના મ્હેલોને જમીનદોસ્ત કરવામાં મ્હોટું પાપ થાય છે એમ સમજો ! "

વિલાસ બોલી.

' વિષય વાસનાનો ઉન્માદ ત્હને વિનાશના પંથે લસડી જશે એમ મ્હને લાગે છે. વિલાસ ! તું મહાન્ થા. ક્ષુદ્ર વિચારો ક્ષુદ્ર લાલસાઓનો પરિત્યાગ કર. પરમ કૃપાળુ પરમાત્માનું ભજન કર !"

" મ્હને તો તમારૂંજ ભજન કરવાનું ગમે છે. " વિલાસ બોલીઃ

' તો તું મ્હારૂં ભજન કર, એક ગુરૂ તરીકે..."

" ગુરૂ તરીકે નહિ, પરન્તુ મ્હારા હૃદયનાથ તરીકે, આશાના આધાર તરીકે, મનમાન્યા ભરથાર તરીકે. "

અર્જુનદેવને બોલતા અટકાવીને વચ્ચમાજ ઉન્માદિની વિલાસ બોલી ઉઠી.

અર્જુનદેવને લાગ્યું કે વિલાસના અન્તરપટમાં પિશાચી લાલસાનું ચિત્ર પાકા રંગથી અંકાયલું છે ને ત્હેને ધોવા માટે પૂરતા જ્ઞાનજલની જરૂર છે; પરંન્તુ અત્યારે ત્હેમને ઉતાવળનું કામ હતું. વિલાસને જ્ઞાનોપદેશ આપવા જેટલો અવકાશ ત્હેમને નહતો. બીજી વખતે બોધ દેવાનો વિચાર કરી તેઓ રસ્તે પડયા.

આ વખતે વિલાસે ત્હેમને રોકયા નહિ. અર્જુનદેવ ઉતાવળે પગલે અંધકારનાં પરિધાન પહેરતા ચાલવા લાગ્યા. વિલાસ, જ્યાં સુધી તે નેત્રોનો વિષય થઇ શકે ત્યાં સુધી એકતાનતા પૂર્વક જોઇ રહી. જ્યારે અર્જુનદેવની પવિત્ર પ્રતિમા તિમિરના ઓળામાં ઓગળી ગઈ ત્યારે વિલાસના હૃદયમાં એકાએક ધરતી કમ્પ થયો.

વિજળીના સ્પર્શે એકાએક આચકો લાગે છે તેમ અર્જુન-

દેવના તિરસ્કારથી—યાચના અસ્વીકારથી વિલાસને સખ્ત આંચકો લાગ્યો.

ત્હેના અંગઅંગના તાર ખળભળી ઉઠ્યા: ને ત્હેમાથી ભયાનક અવાજ નિકળ્યો.

અંધકારનું જોર પુષ્કળ હતું. ઘવાયલા—જખ્માયલા જીગરે વિલાસિકા વિલાસે પાદ પગલિઓ ભરી ત્હેની છાતી પુર જોસમાં ધબકતી હતી. આંખમા ક્ષણેક્ષણે આસુના બુન્દ ટપકતા હતા. એ વખતની ત્હેની દશા અત્યન્ત દયાજનક દેખાતી હતી.



## પ્રકરણ બીજું.

### " નાગણી "

" અયે ! પ્રિયતમ ! દિવાનીને–દીસે કે દાગ લાગી છે !
" ભયંકર મદનની મ્હારા હૃદયમાં આગ જાગી છે !
" ત્હમે ત્યાં તુચ્છકારાના તીરો મોકલ્યા કરો શાને ?
" ચરણ ગરદન ઝૂકાવું પણ દયા ના દાખતા શાને ? "
— ' મંગલ '

એક ભવ્ય શુશોભિત રાજ મહાલયના ઝરૂખામા સુવર્ણ જડિત આસન ઉપર બેસી, કુશલ ચિતારાની કારિગીરીનું દિગદર્શન કરાવતી બે ચાર છબીઓ તરફ શન્ય દ્રષ્ટિએ નિહાળતી એક નવ યૌવના જડવત બેસી રહી હતી અચાનક ત્યાં પડેલા દર્પણમા ત્હેની દ્રષ્ટિ ગઇ પોતાની આકૃતિ જોઇ. તુરતજ અર્જુન દેવની ઝાંખી નજરે પડી અને પોતાનુ સૌન્દર્ય અર્જુન દેવ જેવા નેન આકર્ષી શકે, એ વિચારથી હૃદયમા કારી ઘા ઉત્પન્ન થયો. પુનઃ દ્રષ્ટિ એક આકર્ષક ચિત્ર ઉપર પડી અધરના અમી ચુસવાનો પ્રસંગ કુશળ ચિતારાએ તાદ્રશ ચિતર્યો હતો. સુન્દરીના અમિભર્યા અધર મન્દ મન્દ હસતા હતા—પ્રિયતમના ચુમ્બનાતુર ઓષ્ઠેની તરાપ પકડવાનો પ્રસંગ આવી લાગ્યો હતો. બે ઘડી તે મનમોહક ચિત્ર તરફ એકતાનતા પૂર્વક જોઇરહી તે જોતા ત્હેના પ્રવાલ સમાન અધરોષ્ઠમાથી નીચેના ઉદગારો મન્દ સ્વરે સરી પડયા

" વિરહની વેદનાથી હું દિવસ રજની રહું ભાસી !
" છતા અર્જુન સ્વીકારેના મ્હને તે આપની દાસી !

"હૃદયમાં વિરહની અગ્નિ ભયંકર જ્વાળાથી પ્રગટે !
"છતાં અર્જુન મ્હને શાન્તિ સલીલને છાંટતા નહિ !"

વાચનાર ! વિલાસના ઉદ્ગાર ક્યાં સુધી ચાલાત તેની અમને ખબર નથી. પરન્તુ ત્હેની માતાને પોતાની પાસે આવેલી જોઇને તે અટકી પડી. ત્હેના ઉદ્ગારની સરિતા બંધ થઈ.

"વિલાસ ! કેમ બેઠી છે ?...જમવું નથી ?"

વિલાસ કાંઇપણ બોલ્યા વિના ઝરૂખામાંથી નીચે ઉતરી અને માતાની સાથે ભોજનાલયમાં ગઇ.

ત્હેના હૃદયમાં અર્જુન દેવની માળા ફરતી હતી, જમવામાં તેની રૂચી ન હતી છતાયે ભાવે-કભાવે થોડું ખાધું.

જમી રહ્યા પછી તે પરશાળમાં આવી, ત્હેની સર્વેન્દ્રિયો તો વાસ નયનોમાં હતો ને નયનો અર્જુન દેવનીજ ઝાંખી જોતા.

ત્હેને ખબર હતી કે અર્જુન દેવ દરરોજ સંધ્યા સમયે જાહેર બગીચામાં ફરવા માટે આવે છે. ત્હેણે ફરી એકવખત રૂબરૂ મળી પોતાની મનઃ સ્થીતિ પ્રદર્શિત કરવાનો અને ખોળા પાથરીને પોતાને સ્વીકારવાનની વિનંતિ કરવાનો નિશ્ચયાત્મક વિચાર કર્યો

વિદ્યારતનું ચક્ર કોઇએ થંભાવ્યું છે ખરૂં ? સંધ્યા થઇ અને વિલાસ બગીચા તરફ ઉપડી.

અર્જુનદેવના પડછાડાના પડદા ત્હેની આંખો સમિપ ફરફર ઉડતા હતા.

ઉતાવળે પગલે તે બગીચામાં આવી બગીચો સમૃદ્ધિમાન હતો ઠેકઠેકાણે ભિન્ન ભિન્નભાર ક્યારાઓ પડીને ત્હેમાં પ્રથક પ્રથક જાતનાં ફુલ છોડો વાવેલા હતા મુકાળા જુઇ, મોગરો, ચંપા, કરણ આદિ નવવિકળિતની સુગંધ મઘમઘી તર કરતી હતી. મન્દ મન્દ સથિર

લહરિઓ જન હૃદયને મીઠી લ્હેરનો અનુભવ ચાખી રહી હતી.

વિલાસ એ બાગમા આવી. ફુલના મંડપો નીચે અર્જુન દેવ હોય નહિ એમ માનીને તે વૃક્ષરાજીમાં ફરવા લાગી એકાએક ને સ્થંભી ગઇ ત્હેના કર્ણ પ્રદેશ ઉપર નીચેના સંગીતનો ધ્વનિ અથડાયો

"કાનુડા ! ત્હારી બંસી ફરીને બજાવ !
"રસલીલુ હૃદય સુરત સુગતામાં રસની રેલ રેલાવ !
"કાનુડા ! ત્હારી બંસી ફરીને બજાવ !

"ગીતના ગાનારા કોઇ ગીત અગીત સુણાવ !
"હૃંતથી પ્રેમ હૃદયે ગોપી, છે રસહીણુ સાબભનાવ !
"કાનુડા ! ત્તારી બંસી ફરીને બજાવ !

"જુજવાં એક એક જુજવા, હું, તું. તું, તું, હું મવભાન !
"સાધકને વનમન કરનારો ભેદી મંત્ર ભણાવ !
"કાનુડા ત્હારી બંસી ફરીને બજાવ !

"જલ થાએ જીવ થએ એ તુજ જાદુઇ ખેલ જમાવ !
"જડ ચેતન નાચે એકતાલે નૃત્ય અનૃત્ય બતાવ !
"કાનુડા ! ત્હારી બંસી ફરીને બજાવ !

"સ્વર્ગ ભુલી, વૈકુંઠ ભુલી ગોપી, ત્યમ સર્વ ભુલાવ !
"વ્રજવ્હાલું વૈકુંઠ નહિ આવું ગયેલ લરી બોલાવ !
"કાનુડા ! ત્હારી બંસી બજાવ !

"વ્રજ વનમાં જો વાસ ખુટ્યાં તો તેને આગ લગાવ !
"રસલીણું મુજહૃદયતની નળી છેડી છિદ્ર પડાવ !
"કાનુડા ! ત્વારી બંસી ફરીને બજાવ !

"જ્યાં સુધી શ્વાસ રહે તન બાકી બંસીનાદ સુણાવ !
"પળએપળ લુંટયો–લુંટાયો તે જીવનનો લ્હાવ !
"કાનુડા ! ત્હારી બંસી ફરીને બજાવ ! "

—દિવાનો.

ઉન્નતગીત કોણ ગાતું હતું ?...વિલાસની આંખો જોઇ શકી તે અર્જુનદેવ ગાતો હતો. ત્હેના હાથમાં મોરલી હતી ને ત્હેનો સુર વાતાવરણને ડોલાવી રહયો હતો.

ગીત પુરું થયું ત્યાં સુધી વિલાસ એક વૃક્ષ ઓથે સંતાઇ રહી ગીત અટકયું ને તે ઝપાટાબંધ અર્જુનદેવની સ્હામે આવી રહી. આછું આછું હસીને તે બોલી:

" મોરલી વગાડીને કઇ ગે પીને ઘેલી કરવાનો વિચાર છે ? "

વિલાસને જોઇને અર્જુનસિંહ ચમકયા: પોતાના શિર ઉપર ધર્મસંકટ આવી પડયું ત્હેણે જોયું. તેણે વિલાસના પ્રશ્નોના જવાબમાં કાંઇપણ કહયું નહિ.

વિલાસ અર્જુનદેવને મૌન જોઇ બોલી:

" અર્જુનદેવ ! હવે હદ થાય છે !...ત્હમારા વિયોગ બારથી મ્હારા હૃદયની કચુંબર થાય છે !...ઉરમાં વેદના થાય છે ! ત્હમારા વિયોગનો ભાર મ્હારાથી વેઠી શકાતો નથી. "

અર્જુનદેવ ગહન ગંભીરતાને ધારણ કરીને બોલ્યા:

" વિલાસ ? તું મ્હારી પાછળ શામાટે પડી છે ? "

" ત્હમારા રૂપે મ્હને દીવાની બનાવી છે !...ત્હમારા છટાયુક્ત શરીરે મ્હને જાદુની અસર કરી છે !..."

" વિલાસ ! વિલાસ ! આતું શું બોલે છે ? હું અર્જુનદેવ !

ગીઓનો અગ્રિગુરૂ અર્જુનદેવ !...મ્હારી પાસે એવું ભ્રષ્ટ ભાષણ ઉચ્ચાર નહિ, ”

‘ ત્હમારે મ્હને શાન્ત કરવીજ જોઇશે ! ”

‘ ત્હારા મુખના પાપી શબ્દો મ્હને ન સંભળાવ !..... ચાલી જા ! ”

વિલાસના હૃદયમાં પંચશરની ભયંકર આગ સળગી રહી હતી. ત્હેની છાતી જોરથી ધબકારા મારી રહી હતી. ત્હેના અંગ પ્રત્યાગો ચપળ થઇ ગયા હતા. અતિશય મૃદુતા સ્વરે તે બોલી:

“ અર્જુનદેવ ! મ્હારો શા માટે કરો છો તિરસ્કાર ! ”

‘ વ્યભિચાર છે તમામ પાપનો સરદાર ! ”

વિલાસ બોલી:

‘ છે પાપ પુણ્ય વૃથા સહૂ બસ ! એક સાચા ભોગ છે !

“ વ્હાલા ! ખરોજન સર્વને એ દેહનો ઉપયોગ છે ! ”

અરજુનદેવ બોલ્યા:

“ વિકારના કાદવથી ખરડાયલી સુન્દરી !...આ દુનિયામા વ્યભિચારના પાપ જેવું એક પણ પાપ પ્રબળ નથી !...એ ભયકર પાપમાં જે પ્રવૃત્ત થાય છે ત્હેને કરોડો વર્ષો પર્યન્ત નર્કની અસહ્યતાના ભોગવવાનો કાળ પ્રાપ્ત થાય છે ! સાંભળ !

व्यभिचारा तुः स्त्रीलोके प्राप्नोति निंद्यताम् ।
शृगालयोनिं प्राप्नोति पापरोगैश्च पीडयते ॥

मनुस्मृति

ભાવાર્થ:

“ જે સ્ત્રી સ્વપતિથી વિમુખ બનીને પર પુરૂષનો સંગ કરે છે તે

સ્ત્રી આ લોકમા નિંદ્ય છે; અને મરીને શિયાળની યોનિને પામે છે અને પાપ રૂપ અનેક રોગોની મહાપીડાથી પીડાય છે !"

परदारेषुये मुढाश्चक्षुरूष्टं प्रयुंजते ।
ते न दुष्टस्वभावे न जात्यंधास्ते भवंतिहि ॥
मनसापि प्रदुष्टे नयेपश्यति परस्त्रीयम ।
रोगार्तास्ते भवंतिहनरा दुष्कृत कारिणः ॥

ભાવાર્થ

સ્ત્રીના દેહને વિષે જેટલા રૂંવાડાના છિદ્ર નિરમ્યા છે, તે એક એક છિદ્ર પ્રત્યે એકએક હજાર વર્ષ પર્યન્ત પરસ્ત્રી સંગ કરનારો પુરૂષ નરકને ભોગવે છે. "x x x" જે મુર્ખ કામ બુદ્ધિએ પર સ્ત્રીને જુએ છે તે દુષ્ટ સ્વભાવે કરીને એ નારી પુરૂષ જેજે યોનીને વિષે જન્મે છે, તે તે યોનિમા જન્મતા વેંતજ આંધળો થાય છે !

વળી હારિ સ્મૃતિના ચોથા અધ્યાયમા આ પ્રમાણે કહ્યું છે.

परस्त्रीवाश्चवस्त्रांत यदि स्पृशेच्च कामत :।
ब्रह्महत्या समपापं मुनिः कात्यायनो ऽब्रवित् ॥
यावंति तस्य सुत्राणि तावद्वर्ष शतानिच ।
अंते सनरके वासं प्रकरोति नराधमः ॥

ભાવાર્થ:

" પરસ્ત્રીના વસ્ત્રનો છેડો જે પુરૂષ કામ ભાવે પકડે છે તે પુરૂષને બ્રહ્મહત્યા કર્યાનું પાપ થાય છેઃ એમ કાત્યાય મુનિનું વચન છે. "

" સ્ત્રીના વસ્ત્રમાં જેટલા સુત્રો હોય તેટલા વર્ષો અને નર્ક વાસમા ભોગવવા પડે છે ! "

તેમજ ભારતને વિષે પણ ઉલ્લેખ છે કેઃ

**परदारा नठां तव्याः सर्व वर्णेषु कर्हिचित ।**
**नहि दश मनायुष्यं लोके किंचन विध्यते ॥**
**यावंतो रोमकुपाः स्यु स्त्रीणां गात्रेशु निर्मिता ।**
**तावद्वर्ष सहस्त्राणि नरकं पर्यु पासते ॥**

**ભાવાર્થ:**

" સર્વ વર્ણને વિષે કયારેય પણ સ્ત્રીસંગ કરવો નહિ. આ લોકને વિષ પરસ્ત્રી સંગ રૂપ પાપ જેવું પુરૂષની આયુષ્યનો ક્ષય કરે છે. તેવું અન્ય કોઇ પણ પાપ ક્ષય કરતું નથી. પરસ્ત્રી સંગ કરનારા પુરૂષ ચોરાસી લાખ યોનીમા જ્યા જ્યા જન્મે છેઃ ત્યા ત્યા જન્મીને તત્કાળ મરી જાય છે—કેવળ માતાના ઉદરમા રહી અપાર કષ્ટને ભોગવે છે. "

" વિષય વિકાર રૂપી શયતાનના સપાટામા સપડાયલી ઓરત આરીને વ્યભિચારના ભયંકર પાપની ભયંકર શિક્ષા શાસ્ત્રમા ફરમાવવામા આવેલી છે. પાપથી ડરવા માટે ઇશ્વરે—કુદરતે મ્હને સદ્‌જ્ઞાન આપ્યુ છે ને તે જ્ઞાનનો પ્રકાશ અનીતિ—અધર્મના ભયંકર પરિણામનો સાક્ષાત્કાર કરવી શકે છે....ભાગવતના પંચમ સ્કંધના છવીશ મા અધ્યાયમા પણ કહ્યું છે કે:

**यस्त्यिहवा अगम्यां स्त्रि अवम्यां वा पुरुष याषि दमि गच्छति तावमुत्र कषया ताडंय तस्तिग्ययासुर्म्या लोह मय्या पुरुष मालिगयति स्त्रीयं च पुरुष रूपरसूर्म्या. ॥**

ભાવાર્થ:

" જે પુરૂષ અગમ્ય સ્ત્રીનો સંગ કરે છે. અને જે સ્ત્રી અગમ્ય પુરૂષના સંગ કરે છે. તે ઉભયને યમના દુતો કોરડા મારીને લોઢાની તપાવેલી પ્રતિમાની સાથે આલીંગન કરાવે છે. "

" વિલાસ !... શાસ્ત્રોના શબ્દો સમજી ? સ્ત્રી અને પુરૂષ ઉભયને વ્યભિચારનું પાપ અનંત કષ્ટભરી યંત્રણા ભોગવાવે છે. વિચાર કર ! વિચાર કર ! "

" ત્હમારી પાસે શાસ્ત્રનો સાર સ્હમજવા હું આવેલી નથી. કિન્તુ " સ્નેહનો સાર " જાણવા માટેજ હું આવી છું. માટે એવા શુષ્ક જ્ઞાનના સાર હું સમજીશ નહિ—સ્હમજવા પ્રયત્ન પણ કરીશ નહિ. માટે હવે જીભ્હાને વિના કારણ તસ્દી આપવા જેવું કરશો નહિ. હું તો ત્હમારી પાસે પ્રેમની—હૃદયની યાચના કરવા આવી છું. એ યાચનાના સ્વીકાર ઉપરજ મ્હારૂં જીવન ટકી શકશે એમ પણ સાથેજ જણાવી દઉં છું ! "

વિલાસે અર્જુનદેવનાં અમૂલ્ય શાસ્ત્રીય બોધનો તિરસ્કાર કરતા આ પ્રમાણે શબ્દો સંભળાવ્યા.

અર્જુનદેવ મૌન રહ્યા.

ઉન્માદિની વિલાસ અધિરતા દર્શક સ્વરે બોલી.

" અર્જુન ! અર્જુન ! કેમ મુંગા થઇ ગયા ? બોલો બોલો; મ્હારી યાચનાનો સ્વીકાર કે તિરસ્કાર ? "

ત્હારી અધમ યાચનાનો સ્વીકાર કરવા જેટલો અર્જુનદેવ ભ્રષ્ટ—વિકાર વિવશ હોત તો તે અસંખ્ય લોકોનો ગુરૂ થઇ શકત નહિ...... "

" એટલે ? મ્હારી યાચનાનો સ્પષ્ટ તિરસ્કાર ? "

" અલબત......

" અર્જુન ! અર્જુન ! ત્હમે શું સ્હમજીને મ્હારૂં અપમાન કરો છો ? "

" ને તું શું સ્હમજીને મ્હારીપાસે પ્રેમની યાચના કરે છે ? " અર્જુનદેવે વિલાસના પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે સ્હામો પ્રશ્ન કર્યો

"અર્જુન ! અર્જુન ! ત્હમારૂં હૃદય આવું નિર્દય હશે એવો મ્હને સ્વપ્નેયે ખ્યાલ નહોતો."

અર્જુનદેવ મૌન રહ્યો: વિકારની છાયાથી અભડાયલા વિલાસના વદન તરફ ત્હેની દ્રષ્ટિ હતી.

"અર્જુન ! આટલા નિર્દય ન બનો સદાને માટે નહિ તો કેવળ—"

વિલાસને બોલતી અટકાવીને અર્જુનદેવ બોલ્યા:

"વિલાસ ! ત્હારા ભ્રષ્ટ ભાષણને હવે બંધ કર......ત્હારા મલીન મુખમાંથી નિકળતો એક પણ શબ્દ મ્હારે સાંભળવો નથી ?"

વિલાસનું વદન વિકરાળ બનીગયું. ચ્હેરાનો ભાવ અત્યંત ભયંકર બન્યો: રોમ રોમ ક્રોધની જ્વાળા પ્રદિપ્ત થઈ. કપાળમાં રોષની રેખાઓ પડી. આંખમાંથી અગ્નિના તનખા ખરવા લાગ્યા ક્રોધથી ત્હેનું સમસ્તાંગ ધ્રુજવા લાગ્યું. ભ્રકુટી વક્રબની ક્રોધાવેશમાં તે ગાજી ઉઠી:

"અર્જુન અર્જુન વર્ષો થયાં ત્હારા સ્નેહસ્મરણના સ્વપ્ના સેવનારી વિલાસ આવું ભયંકર અપમાન સહન કરીશકશે નહિ... યાદ રાખજે કે વિલાસ એના બદલામાં—કરેલા અપમાનનો બદલો લેવા—ત્હારૂં લોહી પીશે......જો તો ત્યારે મ્હારી માગણી સ્વીકારવી પડશે, અગરતો પ્રાણનો ભોગ આપવા તૈયાર રહેવું પડશે !"

ખિજાયલી નાગણીની પેઠે ફુંફાડા મારતી વિલાસ ઉપર પ્રમાણે બોલી અને પછી બાગમાંથી પસાર થઇ ગઇ.

"અર્જુનદેવ તિરસ્કારમાં હસ્યા: ત્હેમના મ્હોમાંથી ઉદ્‌ગાર નિકળ્યા: "મૂર્ખ બિચારી ઓરત"



## પ્રકરણ ત્રીજું.

### " શ્રી ચરિત્ર."

એક આલીશાન સુશોભીત મકાનમાં અત્યંત ઠાઠમાઠથી હિન્દુ કુલકલંક, લાહોરના સુબેદારનો વજીર ચન્દુશાહ રહેતો હતો. એ વખતે પંજાબનું ભાગ્ય વિધાન એ અન્યાયી અને ક્રુર હિન્દુના હાથમા હતું આર્યત્વની ત્હેનામાં ગધ ન્હોતી. મનુષ્યત્વની ત્હેમાંય છાટ ન્હોતી. પુણ્ય તરફ ત્હેની વૃત્તિ ન્હતી. પાપ–અનાચારજ ત્હેના લક્ષ્યબિન્દુ હતા. સુબેદારને આડું અવળું સમજાવીને પોતાનું મનધાર્યું કરવું એજ ત્હેનો ઉદ્દેશ હતો અને એ ઉદ્દેશના બળ ઉપર તેણે સુબેદાર સાહેબને એટલે સુધી વશ કરી લીધા હતા કે ત્હેના નચાવ્યા પ્રમાણેજ સુબેદાર નાચતો.

સમય મધ્યાહનનો હતો. તાપનો કહે મારૂં કામ ચારે દિશાઓ ઝેઝો સોસો કરી રહી હતી. પ્રભાકરના પ્રખર તાપમા સૃષ્ટિ સુંદરીનું સુકોમળ શરીર બળતું હતું. માયાવી મૃગજળ તૃષાતુર હરિણના પ્રાણ હરવા પોતાની માયાજાળ વિસ્તારી રહ્યું હતું. ઉકળાટનો સુસવાટ પુર જોસમા હતો. પંખીઓ વૃક્ષ શાખાઓમા છુપાઈને પોત પોતાની પાંખો ફફડાવીને ઉકલાટનું શમન કરવાનો વ્યર્થ પ્રયત્ન સેવી રહ્યા હતા.

સમય બડો આકરો હતો. ચન્દુશાહ મધ્યાહનનું ભોજન લઇને આરામથી પોતાના દિવાનખાનામાં હુકકો ગગડાવતો બેઠો હતો. હુકકાનો ગડગડાટ અને ધુમાડાના ધમધમાટથી દિવાનખાનું ત્રાસ દાયક દીસતું હતું.

ચન્દુશાહની આસપાસ ચાર પાંચ ખુશામતીયા શ્વાનો બાજુમા બેસીને પુંછડી પટપટાવતા હતા. કોઇ ત્હેની કાર્યકુશળતાનાં વખાણ કરતા હતા. કોઇ ત્હેની વીરતાની પ્રસંશા કરતા હતા. કોઈ ત્હેના સૌજન્યની તારીફ કરતા હતા.

" સાહેબ આપની કાર્યકુશળતાથીજ સુબેદાર સાહેબની સભા ટકી રહી છે. વ્યવસ્થાનું કામ જો આપ છોડી દ્યો તો ઘડી બે ઘડીમા ખાના ખરાબી થઇ જાય એમ છે." એક ખુશામતીયાએ ચન્દુશાહની કાર્યકુશળતાના વખાણ કરતા આ પ્રમાણે શબ્દો ઉચ્ચાર્યાઃ

" નામદાર આપની વીરતાતો અગાધ છે લાખોની સંખ્યા આપની સ્હામે ધસતી આવે તો પણ ત્હમે ડગલું પાછા ફરો એમ નથી કિન્તુ એ લાખોનાં માથા કાપી નાખવા જેટલું સૌર્ય આપનામા છે. ને એ સૌર્યના આધારે સુબેદાર સાહેબ તાગડ ધીના કરી રહ્યા છે. ખરેખર આપ તો વીરતાની અદ્દભુત પ્રતિમાં છો. આપનું તો પંજાબની પ્રજાએ પૂજન કરવું જોઇએ.": બીજા ખુશામતીયાએ ચન્દુશાહની વીરતાની પ્રસંશા કરતા આ પ્રમાણે શબ્દો સંભળાવ્યા.

ચન્દુશાહ પોતાની પ્રસંશા સાભળીને ફુલાતો જતો હતો. તેના ફેફસા ધીરે ધીરે વિકસતા જતા હતા. ત્હેની આખોની ઉડાણમાથી અભિમાન અને ગૌરવની છટા ચમકવા લાગી. જાણે પોતે સૃષ્ટિનો સાર્વભૌમ સમ્રાટજ હોય એટલા ગર્વમા તેણે ડોક ઉંચી કરી.

" ને કાર્યકુશળતા અને વીરતાની સાથે સાહેબમા સૌજન્ય એટલુ બધું છે કે ન પૂછો વાત. તેમનાં હૃદયમા હંમેશા લાગણીજ વહે છે. કોઇનું દુઃખ તેઓ જોઇ શકતા નથી. શત્રુઓને ચીરવામા તેઓ જેટલા કઠિન છે તેટલા રંકોને જોતાજ રડી પડે એટલા દયાળુ

હૃદયના છે. " ત્રીજાએ ચન્દુશાહનાં સૌજન્યની સ્તુતિ કરતાં પોતાના સાથીઓને ઉદ્દેશીને આ પ્રમાણે કહ્યું.

આ પ્રમાણે ખુશામદ પુરાણ ચન્દુશાહના દિવાન ખાનામા વંચાઇ રહ્યું હતું. એવામા એક સ્ત્રીએ ત્યા પ્રવેશ કર્યો

ચન્દુશાહે આતુર નયને કૈંક કુતુહલતા પુર્વક હેના સામે જોયું આવનારના હૃદયભાવો કળીજતાં તેણે પ્રશ્ન કર્યો

"કેમ શું કામ છે"

"કંઇ નહિ !"

"ત્યારે આવ્યા છો શું કરવા ? કાંઇજ કામ નથી ?"

"છે." "શું છે કહો"

" ખુશામદ શ્વાનો આશ્ચર્ય વશ થઇ ગયા. આવનાર વ્યક્તિને ઓળખવા સૌએ પોત પોતાના ડોળા પહોળા કર્યા.

ચન્દુશાહના અંતીમ શબ્દો શ્રવણ કરીને આગંતુક વ્યક્તિ બોલી,

"જે કામ છે તે આપની શકિત બહાર છે"

ચન્દુશાહનો હાથ એકાએક મુછપર ગયો. હેના ભવ્ય ભાલમા અભિમાનના ઓથા તરવર્યા હેની આખોમા ગર્વની અનેરી છટા ચમકી તે બોલ્યો:

'મ્હારી-શક્તિની બહાર ?"

' જી હા "

"અરે આ શું બોલો છો ? હું ચન્દુશાહ

' હું સત્ય કહું છુ કે મ્હારે જે કામ છે તે આપની શકિત બહાર છે"

" ચન્દુ શાહની શક્તિનું ત્હને જ્ઞાન હોય એમ જણાતું નથી. પણ કહો જોઉં, શું કામ છે ?"

" કહું ? કરી શકશો ? "

" અલબત્ત. ચન્દુશાહ ધારે તે કરી શકે છે ! કોઇ પણ કાર્ય ત્હેની શક્તિ બહારનું હોઇજ ન શકે ! "

" ત્યારે લ્યો કહું ! "

" કહે. "

" પેલા બદમાશ ગુરૂ અર્જુનદેવને ત્હેની નાલાયકીનો બદલો આપી શકો છો ? "

" કેમ ! તેણે શું કર્યું. ? "

" શું કર્યું છે શું !...સાંભળો ! તમે ત્હેના છોકરા સાથે મ્હારી છોકરી પરણાવવાનું કબુલ કર્યું છે ને ? "

" હા.. તે ! " ચન્દુશાહે આશ્ચર્ય કર્યું.

" તે શુ !...કાલે તેણે મ્હારી સ્હામે ખુલ્લા સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે: એવા...મ્હને માફ કરજો હો !...એવા કુતારને ઘેર મ્હારો છોકરો નહિ પરણે દિવાન સાહેબ ! મ્હારાથી આવનું એ અપમાન સહન થઇ શક્યુ નહિ. પંજાબનાં નેક અને ન્હેમદીલ મુત્સદી માણસની બદબોઇ મ્હારાથી સાંભળી શકાઇ નહિ. ને તેથીજ આપને નિવેદન કરવા માટે હું આજે આવી છું તે આટલું કહેવા માટે કે: જેમ બને તેમ જલ્દીએ ઝેરી સાપનો અંત લાવો. ! "

ચન્દુશાહ એક હાથ ઉંચો થઇ ગયો. ક્રોધના અંગારામાં ત્હેનું સમસ્ત શરીર બળવા લાગ્યું. કમ્પવા થયેલા માનવીની પેઠે ક્રોધ વેશમાં તે કમ્પવા લાગ્યે. ત્હેની વિશાળ આંખોમાંથી ક્રોધનાં અગ્નિ કણો ખરવા લાગ્યા. દાંત વચ્ચે હોઠ પીસાયા હાથ પછાડી તે બોલ્યો:

" શું એ અર્જુનદેવ આવા દુષ્ટ સ્વભાવનો છે ?...ફીકર નહિ!

...હું હમણાંજ ત્હેને બોલાવું છુ ને સઘળી વાત પૂછી જોઉં છુ ' જોઇ લઉં કે ચન્દુશાહનું અપમાન તે કેવી રીતે કરે છે! દર ' કોઈ હાજર છે ? "

" તુરતજ ખુશામતીઆ બોલી ઉઠયાઃ " સાહેબ ! સેવકે હાજર છે બોલો શું હુકમ ?"

" ત્હમારામાંથી એક જણ જાઓ ને અર્જુનદેવને અહીં પાસે સત્વર હાજર કરો. "

એક જણ તત્ક્ષણેજ અર્જુનદેવને બોલાવવા ચાલી નીકળ્યો. ને બાકીના ચન્દુશાહને શાંત થવા સમજાવવા લાગ્યા



## પ્રકરણ ચોથું.

### ગુરૂ અને શિષ્ય.

"રામચંદ્ર!" એક ભવ્ય પુરૂષ બોલ્યો.

"જી!" વિનય ભર્યા સ્વરે બીજો વૃદ્ધ પુરૂષ બોલ્યો.

"ત્હમને વિશ્વાસ છે?" પ્રથમ પુરૂષે પ્રશ્ન કર્યો,

"શાનો?" બીજાએ ઉત્તર આપવાને બદલે સામો પ્રશ્ન કર્યો

"કે ચન્દુશાહ એટલો બધો પતિત છે?"

"પતિત? પતિત તો શું?...પણ ત્હેના જેવો પિશાચ માણસ મ્હેં કોઇ જોયો નથી.

"એમ?" તે ભવ્ય પુરૂષના કપાલમાં કરચલીઓ પડી.

"હા સ્વાર્થની સીદ્ધિ માટે એ ભયાનક પાતકો કરવા તૈયાર છે?"

"ત્યારે કોઇ ત્હેને સમજાવી ન શકે?"

"ત્હેના વિરૂદ્ધ જીભ ઉપાડતા પહેલા માણસને પોતાના જીવનો પહેલો વિચાર કરવો પડે છે!"

"એટલો બધો તે ઘાતકી ને ક્રૂર છે?"

"હા" રામચંદ્ર શિષ્યે ટુંકુ ઉત્તર આપ્યો.

"એ કઇ જાતનો છે?" ભવ્યા કૃતિમાન ગુરૂએ પ્રશ્ન કર્યો

"હિન્દુ?" રામચંદ્રે જણાવ્યું.

"હિન્દુ?" ગુરૂ આશ્ચર્યતા દર્શક સ્વરે બોલ્યા.

"હા હિન્દુ" રામચંદ્રે ભારદઇને જણાવ્યું.

" અહા ! હિન્દુ જાતિમાં એવા ભયંકર પિશાચો પાકે છે કે ? "

" ગુરૂ ! હે એટલો ત્રાસદિંવા કેર વર્તાવે છે કે પંજાબના લોક હેનાથી ત્રાહી ત્રાહી પોકારે છે ! "

" સુબેદાર સાહેબ આ બધું નથી જાણતા ? "

" એ પિશાચે સુબેદાર સાહેબને એવા તો વશ કરી લીધા છે કે તેઓ એ ઘાતકીના નચાવ્યા પ્રમાણેજ નાચે છે ! કિન્તુ સુબેદાર સાહેબ તો એ નર પિશાચનું એક પુતળું બની ગયા છે! "

" લોકો સુબેદાર સાહેબ પાસે ચન્દુશાહના કેર વિરૂદ્ધ ફરિયાદ કેમ કરતા નથી ? "

" મ્હેં પ્રથમ ન કહ્યું ? એની વિરૂદ્ધ બોલનારે પોતાના જીવનનો પહેલો વિચાર કરવો પડે છે ! "

" એ શું માણસનોયે વધ કરે છે ? "

" જે પાતકી છે-ભયંકર ઘાતકી છે હે માણસનો વધ કરતા જરા પણ ડર પામતો નથી. ચન્દુશાહ એક એવો નિર્દય અને રાક્ષસ સ્વભાવનો છે કે માનવ હત્યા કરતાયે તે ડરતો નથી. પાપને તે ગણકારતોજ નથી. પ્રભુની વાતો કરનારને તે તિરસ્કારી કહાડે છે. સ્વાર્થ સાધનામા જે વિઘ્નરૂપ હોય હેને દુર કરવામાજ તે પોતાની મહત્તા માને છે. રાંકડી પ્રજા ઉપર ત્રાસ વર્તાવવામાંજ હે પોતાનું ગૌરવ ગણે છે. સુબેદાર સાહેબની આંખમા ધુળ નાખીને ભયંકર કૃત્યો કરવા અને એ રીતે પોતાને સાર્વભૌમ સમ્રાટ બનાવવા તે મથી રહ્યો છે. મ્હને લાગે છે કે જતે દિવસે જ્યારે હેનું જોર પુષ્કળ જામશે ત્યારે સુબેદાર સાહેબને હે ઠોકરે મારશે. ગુરૂ ! ગુરૂ !

ત્હેના પાપની હવે તો પરાકાષ્ટ થાય છે !... શું પરમાત્મા આ બધું નહિ જોતો હોય ? "

" પરમાત્મા બધુયે જુએ છે. જ્યાંસુધી ચન્દુશાહના પુણ્ય હશે ત્યાં સુધી તે દુષ્કૃત્ય કરતા ફાવશે પરન્તુ જ્યારે ત્હેના પુણ્ય પરવારી જશે ત્યારે જાણજો કે ત્હેના ઘણાંજ ખરાબ હાલ હવાલ થશે કારણકે:—

અનીતિ કર્યાથી દુષ્ટને સુખ ચાર દિન દેખાય છે !
પ્રભુને ગણે ન પિસાચને ગર્વે ઘણો ફુલાય છે !
પણ ક્રૂર કૃત્યરૂપી અનલ જ્યા અંગમા ફેલાય છે !
પસ્તાય છે પાપી ભયંકર કષ્ટમા પીલાય છે !
મદાંધ થઇને માનવી જે પાપ પંથ ધાય છે !
સત્કર્મને સદ્ધર્મથી પાપી પતિત જે થાય છે !
પાપના પંથે પુણ્ય જે પાય ધરતા થાય છે !
એવા જનો સર્વે નરકના દ્વારમા અથડાય છે !
ભાન ભુલી આંધળા અભિમાનમા જે થાય છે !
રાત્રિ દિવસ ત્હેના હૃદય દુષ્કર્મમા દોરાય છે !
પણ ઇશ કેરા કોપની જે સમય વૃદ્ધિ થાય છે !
શિક્ષા તણા અગ્નિ મહીં શયતાન સળગી જાય છે !

રામચંદ્ર પરમાત્મા નથી જોતાં એમ કહી શકાય નહિ. તેની દૃષ્ટિ સઘળા ઉપર છે કોણ કેવા કૃત્ય કરે છે તે બધું તે નિહાળે છે ને ધ્યાનમા રાખે છે. જ્યારે પાપીના પાપકૃત્યોનો અવધિ થાય છે ત્યારે પરમાત્માની આંખમાથી કોપનો અગ્નિ ધુધવતો ધુધવતો બહાર પડે છે અને પાપી આત્માઓના પાપી શરીરોને બાળી મૂકે છે... ચંદુ શાહ અત્યારે તો પાપ કૃત્ય કરતા ફાવશે પરન્તુ આખરે પરમા-

ત્માનો કોપ એ શયતાન ઉપર અવશ્ય ઉતરી પડશે ને પરમાત્માના કોપની હુતાશમા તે બળીને ખાખ થઇ જશે."

"એ બધું થાય ત્હારે ખરૂં; પરન્તુ અત્યારે તો લોકોને ત્હેના ત્રાસ અને કેરને તાબે થઈને મહન્ સંકષ્ટ ભોગવવા પડે છે."

"લોક એ સ્હામે પોતાનો મજબુત પોકાર ઉઠાવે તો એ દશા સત્વરે સમુળ દુર થઇ જાય !"

"ગરીબડી પ્રજા એવું સાહસ ક્યાથી કરી શકે ?"

"કેમ ?"

"તેઓનાં જીવન અત્યંત નિર્માલ્ય થઇ ગયા છે !"

"પંજાબના લોક નિર્માલ્ય છે ?"

"ચન્ડુ શાહના ત્રાસ સ્હામે કોઇ પણ માનવી ચું કે ચાં કરતું નથી એજ બતાવી આપે છે કે પંજાબના લોક નિર્માલ્ય છે !"

"નહિ. રામચંદ્ર ! પંજાબના લોકમા જેટલો જુસ્સો, જેટલું ઝનુન, જેટલી ધર્મિકયતા છે તેટલો જુસ્સો, તેટલું ઝનુન, તેટલી ધર્મિકયતા બીજા કોઇ પણ પ્રાંતનાં લોકમા છેજ નહિ. માત્ર અગ્રેસર થનાર કોઇ જોઇએ."

"આપ કહો છો એ સત્ય હશે !...પંજાબના લોકના હૃદયમા ઝનુનના જુવાળ આવતા હશે પરન્તુ આગળ પડીને પોકારનો ઝુંડો ફરકાવનાર કોઈ નિકળતું નથી ?"

"ને તેથીજ ચન્ડુ શાહ મોજ માણી શકે છે ! પણ મ્હને તો જણાય છે કે જતે દિવસે કોઈ બળવાન્ વ્યક્તિ એ પિશાચના પાપો સ્હામે વિરોધનો બળવો જગાડશે !"

"એવી વ્યક્તિ જન્મે ત્યારે ખરી !"

"રામચંદ્ર ! ખોટું નથી ! જ્યારે જ્યારે અમલદારોની જુ-

લ્મશાહી વધતી જાય છે ત્યારે પરમાત્માજ એ જુલ્મની સ્હામે થવા એકાદ વ્યક્તિને જન્મ આપે છે. ”

“ હું તે માન્ય ગણું છું !...પણ ગુરૂજી ! ચન્દુશાહને સ્હમજાવવાનું ત્હમારાથી ન થાય ?...મ્હને લાગે છે કે આપ મ્હોટા ધર્મગુરૂ છો તો તેથી આપના કથનને તે જરૂર માન્ય રાખશે. ”

“ મ્હને પણ એજ ઇચ્છા થઇ આવી છે કે મ્હારે ચન્દુશાહને ધર્મબોધ આપવાનો પ્રયત્ન સેવવો......ઉપદેશની અસર ત્હેનાપર થશે કે નહિ તે અત્યારે કહી શકાય એમ નથી. ”

ગુરૂજી ! આપનો પ્રતિભા ભર્યો આકર્ષક બોધ એ પરતંત્ર બાલજીવને જરૂર સત્કર્મ તરફ વાળશે એમ હું અનુમાન કરૂં છું ! ”

“ પરમ દયાળુ પરમાત્મા ત્હમારી એ વાણી સફળ કરે ! ”

“ તે પરમાત્મા એ પિશાચને સન્મતી આપો ! ”

“ રામચંદ ! તું કહી શકીશ કે માનવી આટલો પતીત કેમ થાય છે ? ”

“ વાહ ! કેવો પ્રશ્ન ! માનવી પતીત કેમ થાય છે ? ગુરૂજી ! માનવીનું હૃદય જ્યારે સ્વાર્થ—પછી તે ગમે તે પ્રકારનો હોય !—સાધવા માટે તલપાપડ બને છે ત્યારે ત્હેનો સ્વભાવ અત્યંત ઝેરીલો અને ક્રુર થઇ જાય છે ને તેથી ગમે તેવા પાપ કૃત્યો કરતા ત્હેના હૃદયમાં લેશ પણ કમ્પ કિંવા ડરનો આવિર્ભાવ થતો નથી. પોતાના છુપા પાપોને પરમાત્મા જુએ છે એમ પાપીનું અન્તર સ્હમજી શકતું નથી. તે તો સૃષ્ટિમા જાણે પોતે એકલોજ છે એમ માનીને દુષ્કૃત્યમાં દોરાય છે. સ્વાર્થ ભાવનાનો ઉદય માનવીના ઉરમાં જ્યારે થાય છે ત્યારે માનવી પતીત થઇ જાય છે એમ મ્હારૂં તો માનવું છે... પછી આપની માન્યતા.. ......... ”

" મ્હારી માન્યતા પણ એજ છે. સ્વાર્થની પ્રબળતા માનવીને પાપના પંથે પ્રયાણ કરાવે છે. સ્વાર્થ પ્રથક પ્રથક હોય છે; ને સ્વાર્થ જેટલો મહાન્ તેટલોજ માનવીનો પાપપર્વત મહાન્ થાય છે...થયું '... આ વાત આટલેથીજ પતાવી દઇએ '... ચન્દ્રશાહને સત્બોધ આપવાની ઇચ્છાને હું કાલથીજ અમલમા મૂકીશ.........
ચાલો હવે સ્નાન કરી લઇએ; કારણકે આપણે આ વાતચીતમા ઘણો વધારે વખત ગુમાવ્યો છે. "

" હા ચાલો. "

ગુરૂ અને શિષ્યનો વાર્તાલાપ એટલેથી અટક્યો ને ઉભયસ્નાન વિધિ કરવામા પ્રવૃત્ત થયા.

વાંચનાર ! એ ગુરૂ અને શિષ્ય અન્યે કોઇ નહિ પરન્તુ આપણા શિષ્યોના પવિત્ર ધર્મ ગુરૂ અર્જુનદેવ અને લ્હેમન. પવિત્ર શિષ્ય શ્રી રામચંન્દ હતા !



# પ્રકરણ પાંચમું.

## " ચન્દુશાહ અને અર્જુનદેવ. "

" જગવ્યો અહાલેક ! અમ્હે જગવ્યો અહાલેક !
" ધર્મને દ્વાર ઉભી સાધુને ભેખ !
જગે જગાવ્યો અહાભેખ !
" આત્મ તપશ્ચર્યાથી મનવી માલેક !
" માલેકના નામની પુકારીને નેક !
જગે જગવ્યો અહાલેક !
" વાણીમા—કરણીમા—વર્તનમા એક !
" જીવદયા—ધર્મ—પ્રેમ રાખી વિવેક !
જગે જગવ્યો અહાલેક !
" જગે જગવ્યો અહાલેક ! અમ્હે જગવ્યો અહાલેક !
' ધર્મને દ્વાર ઉભી સાધુને ભેખ !
જગે જગવ્યો અહાલેક ! "

ઉક્ત ગીત ધર્માત્મા અર્જુનદેવના વદનમાંથી નીકળતું હતું. તે પુન્ય પુણ્ય પગલા ભરતા અર્જુનદેવ જનમાર્ગ ઉપરે ચાલ્યા જતા હતા. લોકોના ટોળેટોળા ત્હેમના દર્શન કરતા હતા. અર્જુનદેવની ધુન લોકોને ' વાહવાહ ' બોલવાની ફરજ પાડતી હતી સાધારણ માનવી અને અર્જુનદેવમા બાહ્યતા ફેરફાર નહિવત્ હોવા છતાં એ પુણ્યાત્માનું હૃદય અલૌકિક હતું. અને એવા અલૌકીક હૃદયતોજ જગતની સપાટી ઉપર વિચરતાં માનવાત્માઓને પોતાની તરફ લોહચુંબકની પેઠે આકર્ષી શકે છે.

અર્જુનદેવ જનમાર્ગને વટાવીને એક સાકડા રસ્તાપર ચ્હડયા. છેડે જઇને તેઓ અટકયા. એક આલીશાન મકાનના પ્રવેશ દ્વાર પાસે તેઓ થોડીપળ ઉભા રહયા પછી તેમણે ધીમે પગલે એ મકાનમા પ્રવેશ કર્યો.

અર્જુનદેવે જે મકાનમા પ્રવેશ કર્યો તે મકાન ચન્દુ શાહનું હતું ગત પ્રકરણમાં જણાવ્યા મુજબ ચન્દુશાહે અર્જુનદેવને બોલાવ્યા હતા ને તેથીજ અર્જુનદેવ એ નરપિશાચના મકાનમા પ્રવેશ્યા હતા.

મકાન અંદરથી અત્યંત મનોરંજક હતું. અર્જુનદેવની દ્રષ્ટિએ તે અત્યંત મલીન જણાયું. અસાધારણ માનવીની દ્રષ્ટિ દીવ્ય હોય છે ને ?

ચન્દુશાહ પોતાના દિવાનખાનામા એક આરામ ખુરશી પર બેઠો હતો અને હુક્કાની નળીમાથી ધુમ્રપાન કરી રહયો હતો. ત્હેની વદનમુદ્રા પર તરવરતો ભાવ કહેતો હતો કે તે કોઇની રાહ જોતો બેઠો હતો. અત્યારે ત્હેની પાસે કોઇપણ હતું નહિ કિન્તુ તે એકલો જ હુક્કો ગગડાવી રહયો હતો.

અર્જુનદેવ એ દિવાનખાનામા દાખલ થયા. ચન્દુશાહની ક્રોધ ભરી દ્રષ્ટિ એ પૂણ્યાત્મા પર પડી. અર્જુનદેવે સંયોગોનુ ઉંડાણ તુરતજ માપી લીધું; પરન્તુ સાધારણ માનવીની પેઠે તેઓ બીતી પામ્યા નહિ. આ વખતની ચન્દુશાહની મુખાકૃતિ એવી ભયંકર બનેલી હતી કે જો કોઇ પંજાબી માણસ ત્હેની પાસે ત્હેના બોલા-વરાવવાથી ગયો હોય તો ત્હેને જોતાજ પોતાનું મૃત્યુ થઇ ગયું માની લે. કારણ કે ચન્દુશાહની આકૃતિ જ્યારે ક્રોધ વિવશ થાય ત્યારે ત્યારે કોઇ માનવી જરૂર મૃત્યુને માર્ગે ચ્હડે એમ લોક બોલતા હતા.

પણ અર્જુનદેવ મહાન્ હતા. ચન્દુશાહના કુપિત ચ્હેરાને જોઇને તેઓ રજમાત્ર પણ ડર પામ્યા નહિ.

આશિર્વચન ઉચ્ચરીને તેઓ શાહની સ્હામે ઉભા રહ્યા. અર્જુનદેવની ભવ્ય મુખાકૃતિને જોતા ઘડીભરતો ચન્દુશાહ સ્થંભી ગયો. પાછળથી તે બોલ્યો:—

" અર્જુનદેવ ! "

" શું ! "

" ત્હમને અહિ શા કારણથી બોલાવવામા આવ્યા છે તે ત્હમે જાણો છો ? "

" તે ત્હમારા જણાવ્યા સિવાય હું કેમ જાણી શકું. ? "

" સાભળો !...મ્હારી પુત્રીને ત્હમારો પુત્ર નહિ પરણે એમ ત્હમે કોઇના મ્હોડે કહ્યું હતું ? "

" મ્હને યાદ નથી ! "

" ઠી.. ક !...હું પુછું છું કે ત્હારો પુત્ર મ્હારી પુત્રીને નહિ પરણે ? "

" ના. "

" શુ કહ્યું ? " ચન્દુશાહે ભવા ચઢાવ્યા.

" ન સાભળ્યું ? " અર્જુનદેવ તિરસ્કારમા બોલ્યો.

" ફરી કહો કે ત્હમારો પુત્ર મ્હારી પુત્રીને નહિ પરણે ? "

" ના. "

" ના ? "

" અલબત્ત ના. "

" ત્હમને ખબર છે કે એક સમાધીશ શાહનું ભયંકર અપમાન કરવામા ઘણા માઠા પરિણામ સમાયલા છે ! "

" અપમાન શાનું ?.. ને માઠા પરિણામ શાના ? "

" ત્હમારો પુત્ર મ્હારી પુત્રીને નહિ પરણે એ મ્હારૂં અપમાન નહિ તો બીજું શું ! "

" ત્હમારી દૃષ્ટિએ કદાચ તે અપમાન હશે ' "

" ને ત્હમારી દૃષ્ટિએ નહિ ? "

" ના. હું તો ત્હેના અપમાન જેવું કશુંયે જોતો નથી. "

" ત્હમે વિચારપૂર્વક બોલી રહ્યા છો ? "

" હું એક પણ શબ્દ વિચાર કર્યા વિના બોલતો નથી. "

" ત્હમારો પુત્ર મ્હારી પુત્રીને નહિ પરણે એમ ત્હમે ક... પરન્તુ ત્હેના કોઈ કારણો રજુ કરશો ? "

" શા માટે ? "

" મ્હારે જાણવાની જરૂર છે ! "

" જાણો...ત્હમે એક પિશાચ પુરૂષ છો !..."

" હેં !...હેં !...હેં ! "

" હા. ત્હમે એક ભયંકર પિશાચ પુરૂષ છો...પિશાચનો સંબંધ અમ્હે રાખી શકીએ નહિ. "

" મ્હને પિશાચ કહેનાર માણસ !...ત્હને જીવવાની મમતા નથી શું ! "

" એટલે ? "

" ત્હારૂં શિર અને ધડ જુદા કરવામાં આવશે ! "

" કારણ ? "

" તું મ્હને પિશાચ કહેનાર કોણ ? "

" અર્જુન દેવ. "

" મ્હને લાગે છે કે ત્હારૂં મગજ ઠેકાણે નથી ! "

" ત્હમારૂં મગજ કદાચ ખસી ગયું હશે !...મ્હારૂં મગજ તે ઠેકાણેજ છે ! "

" અર્જુન !...ત્હારી ઘણીજ ખરાબ દશા થશે ! "

" ત્હેની મ્હને ફીકર નથી. "

" જો તું મ્હારૂં અપમાનજ કરશે તો ત્હારાપર દુઃખનો આભ તૂટી પડશે ! "

" દુઃખોની મ્હને પરવા નથી ! "

" તું રીબાઈ રીબાઈને મરીશ. "

" આત્માને કોઇ રીબાવી શકતું નથી ! "

" ત્યારે ત્હેં મારૂં અપમાન કરવાનો વિચાર કર્યો છે ને ? "

" સ્પષ્ટ ઉત્તરની જરૂર હોય તો મ્હારે કહેવું જોઇએ કે હા.

" પરિણામનો વિચાર કર્યો ? "

" એક વખત કહ્યું નહિ કે દુઃખની મ્હનેપરવા નથી. એવા પરવા વિનાનો માણસજ ત્હમને પિશાચનું સંબોધન આપવા જેટલી હિંમત દર્શાવી શકે; સમજ્યા ? "

" દુઃખની પરવાનથી પણ પ્રાણની તો પરવા છે ને ? "

" બીલકુલ નહિ ! "

" તો શું તું મ્હારો તિરસ્કાર કરે છે ? "

" પિશાચનો તિરસ્કારજ હોય ! "

" શું હું પિશાચ ! "

" હા પિશાચ ! બેશક પિશાચ ! પાપાત્મા પિશાચ ? "

ચન્દ્રશાહ એકદમ ઉભો થઇ ગયો. ગુસ્સાથી હાતવચ્ચે હોઠ ભીંસીને તે અર્જુનદેવ તરફ ધસ્યો.

અર્જુનદેવ કાંઇપણ બોલ્યા વીના સ્થીર ઉભા રહ્યા. સમાધિ સાક્ષાત પ્રતીમા જેવા તે સોભતા હતા.

ચન્દુશાહે ક્રોધાવેશમા હાથ ઉગામ્યો પણ ત્હેનાથી એ ... મૂર્તી ઉપર ઘા કરી શકયો નહિ. કોણજાણે કેમ તે ગુસ્સાથી દાં... કચકચાવતો દિવાનખાના બહાર ચાલ્યો ગયો.

થોડીવાર મૌન રહ્યા પછી અર્જુનદેવે એકાએક આ પ્રમાણે ઉદ્દગાર કાઢ્યા.

" અર્જુન ! આ ત્હારી કસોટીનો સમય છે !

આખા શીખ સમાજને ત્હારે આત્મ સમર્પણનો પાઠ શિખવ... છે. સજ્જ થા અન્યાયીઓના અન્યાયનો જડબા તોડ જવાબ આપ... માટે આત્મ બલીદાનજ એક સર્વ શ્રેષ્ઠ ઉપાય છે...ત્યાગ એજ જગતનું ગૌરવ છે......પ્રાણદાનમાંજ પુણ્યની પ્રતિષ્ઠા છે ! "



## પ્રકરણ છઠ્ઠું.

### " ભંભેરણી "

" મળમુત્ર હાડ રૂધિરની અબળા ભયંકર ઝેર છે !
" દીલફાલ કરનારી ખચીત શિર છેદતી શમશેર છે !
" નારીતણાં ઉરમા યદિ આવેશ આવી જાય છે !
" તો વિશ્વમા ઉત્પાત કારી એક ક્ષણમા થાય છે !
" વિષવેલ છે વામા નહિ તે ઝેરને વામી શકે !
" આકાશને અબળા તણો નાપાર કો પામી શકે !

ઉપરના શબ્દો માટે કોઇએ શંકા લાવવાની જરૂર નથી એટલું કહીને આ પ્રકરણ આરંભીયે.

જાહાગીર બાદશાહ એક બહુ મુલ્ય રત્નજડીત આસન પર બેઠો હતો. ત્હેની પાસે એક ક્રોધીત મુદ્રાથી ભયંકર દેખાતી ભામિની ઉભી હતી.

" ત્હારે શુ કહેવાનું છે ? " બાદશાહે પ્રશ્ન કર્યો

" હું એક અગત્યના સમાચાર આપવા માટે અહિં આવી છું!"

" એ સમાચાર શા છે ? "

" અર્જુન—પેલો શિખોનો ગુરૂ થઇ બેઠેલો અર્જુન—પોતાના ચેલાઓને ઘોડે સ્વારી શિખડાવે છે ! "

" મ્હને ખબર છે કે એ ઘોડાનો વ્યાપાર કરે છે ! "

" નામદાર ! ઘોડાના વ્યાપારને બદલે તે ઘોડાનો શોખ પેદા કરે છે ! "

" શા સારૂ ? "

" એ જણાવવા માટેજ હું અહિં આવી છું !"

" જણાવ. "

" દરેક મુસલમાનની દાઢી ઉખેડવા માટેની તૈયારી કરવા માટે તે એમ કરે છે ! માફ કરો શાહેનશાહ '......એ કાફરી આપ નામદારની............"

જહાગીર એકદમ આસન પરથી નીચે ઉતરી પડયો. ત્હેની આંખોમાથી ક્રોધના અંગારા ખરવા લાગ્યા. તે સ્ત્રીનો હાથ પકડીને તે બોલ્યો:

" શું તું ખરૂં કહે છે ? "

" ખોટું કહેવામા મને શો ફાયદો ? "

" એ અર્જુન શું આવા અધમ સ્વભાવનો છે ? "

" મુસલમાનોની શહેનશાહી એ કાફીરથી નથી સહેવાતી. હું આપને ચાહુંછું મ્હારા માલીકના પગની ધુળ શીરપર ચ્હડાવવા હું ઇચ્છુંછું ને તેથીજ આ ગુપ્તભેદ ઉઘાડો પાડવાની મ્હેં જરૂર જોઇ છે. વધારે ખાત્રી જોઇતી હોય તો લ્યો દિવાન ચન્દુશાહનો લખેલો આ પત્ર. "

એમ કહીને તે સ્ત્રીએ કાચળીમાં સંતાડેલો એક પત્ર બહાર કાઢયો અને જહાગીર બાદશાહને આપ્યો.

જહાગીરે તે પત્ર વાચવા માંડયો. તે પત્રમા નીચે પ્રમાણેનાં લખાણનો સમાવેશ હતો.

" નામવર શહેનશાહ !

" શિખોનો ધર્મગુરૂ અર્જુનદેવ પોતાના શિષ્યોને લશ્કરી તાલીમ આપી રહયો છે. આપ નામદારની શહેનશાહી તે ખુંચવી લેવા માગે છે ને તેથી તે પોતાના હાથ મજબુત કરવાને પ્રબલ

સેવી રહયો છે......અર્જુનદેવની પાસે પુષ્કળ શિષ્યોની સેના છે. જો તેને અત્યારે પકડવામા નહિ આવે તો આગળ જતા તે વધુ ખરાબ પરિણામ લાવશે.

"આ વાત મ્હારા જાણવામા હમણાજ આવીને આપને ચેતાવવાની ખાતર આ પત્ર લખવાની જરૂર મ્હે વિચારી છે. હવે આપને યોગ્ય લાગે તેમ વર્ત્તવા આપ મુખત્યાર છો એજલી ચન્દુશાહ."

પત્ર વાચતાજ જહાગીરના રૂવા ઉભા થઈ ગયા. રોમરોમ જવાળા પ્રકટી ક્રોધના મહાસાગરમા ત્હેનું શરીર ડુબી ગયુ. ત્હેના કપાળમા ક્રોધની કરચલીયો પડી. ભ્રકુટી ઉંચી ચ્હડી ને તે બોલ્યો:

"હં, કોણ છે હાજર !"

બહારથી એક પહેરગીર અંદર દોડી આવ્યોને બાદશાહને નમીને બોલ્યે:

"નામદાર ! સેવક હાજર છે ! હુકમ ?"

"દીવાન ચન્દુશાહને બોલાવી લાવ."

આજ્ઞા સાભળીને પહેરેગીર સલામ ભરીને દીવાનને તેડવા માટે ચાલ્યો ગયો.

"ખુબસુરત બાનું !" જહાગીર બોલ્યો: "ત્હને આ બેતની ખબર શી રીતે પડી ?"

"અર્જુનદેવ પોતાના એક ખાસ ચેલાને કહેતો હતો..."

"શું કહેતો હતો ?"

"કે આપણે મુસલમાનનું મુળ ઉખેડી નાખવું છે !"

"ત્હેં બરાબર સાભળ્યું છે ?"

"હાજી."

"એ ચેલાને તું ઓળખે છે ?......તેનુ નામ તું જાણે છે ?"

" અર્જુન દેવનેજ ફક્ત હું ઓળખી શકી હતી. ત્હેના ચેલાને હું ઓળખી શકી નથી તેમ ત્હેનું નામ પણ એ બન્નેની વાતચીતમ આવ્યું નહોતું કે હું નામ જાણી શકું ! "

" પાક ઓરત ! ત્હેં મ્હને ઠીક ચેતાવ્યો. ત્હેના જુમલેની વાતો હું તો કદીયે જાણી શકત નહિને એ કાફર... .."

" જરૂર આપને હેરાન કરત !"

" પણ હવે એ કાફરના શા હાલહવાલ થાય છે એ જોઇ લેજે ! "

" બાદશાહ સાહેબ ! રાજદ્રોહના ગુન્હાની શિક્ષા શું હોઇ શકે છે ? "

" જીંદગીભર અસહ્ય કારાગારવાસ. "

જહાંગીર બાદશાહ અને તે સ્ત્રી વચ્ચે આ પ્રમાણે વાર્તાલાપ ચાલી રહ્યો હતો ત્યાં ચન્દુશાહ આવી પહોંચ્યો. બાદશાહને મલામ કરીને તે બોલ્યો.

" નામદાર ! સેવકને બોલાવવાનુ જે પ્રયોજન હોય તે કહો. "

" આ ચિઠ્ઠી ત્હમારી છે ને ?"

જહાંગીરે પેલો પત્ર ચન્દુશાહને બતાવતા પ્રશ્ન કર્યો.

" હા નામદાર ! ",

" ત્યારે અર્જુનદેવનુ હવે શું કરવું ? "

" આપ સાહેબને જે યોગ્ય લાગે તે ! "

" પણ ત્હમારી સલાહ જોઇએને ? "

" મ્હારી સલાહ એ છે કે ત્હેને કેદ કરવો ! "

" શિખલોકો ઉશ્કેરાશે તો ? "

" સઘળાને એકદમ કતલ કરી નાખવા પડશે ! "

વા...રૂ...ચન્દુશાહ ! એ કાફરને તમેજ કેદ કરો !"

" જેવી આજ્ઞા. હમણાજ એ નીચને કેદ કરી આપની પાસે હાજર કરૂં છુ."

" સારૂં ! "

" પણ સંભાળજો હો !...અર્જુન દેવને કેદ કરવો એ બાલકના ખેલ નથી !" તે સ્ત્રી દીવાનના મ્હો તરફ જોઇને બોલી.

" અરે એ અર્જુનને કેદ કરવો ત્હેમા શો ગઢ જીતવાનો હતો ?"

' ભૂલોછો દિવાન સાહેબ !...ત્હેની પાછળ મ્હોટી સંખ્યામા શિષ્યો છે"

" તેથી શુ થયુ ? અમારી પાસે પુષ્કળ સેના છે. થોડા સીપાહીઓ સાથે લઇનેજ હુ ત્હેને કેદ કરવા જઇશ."

" સીપાહીઓ લઇજાઓ તોયે સાવધ રહેજો કારણ કે
" નથી વાતો કપોતોની પકડવો બાજ ભીષણ છે !
" બંદા...અર્જુનને કરવો ખરેખર કાજ ભીષણ છે !
" ચણા છે લોહનાએ ચાવવાના બાલ ખેલન છે !
" પુરૂષ અર્જુનીપાછળ હજારો શિષ્યનું દલ છે !"



# પ્રકરણ સાતમું.

## " ભોંયરામાં કેદ ! "

' તું કેદ છે ! "

" શા માટે ? "

" ત્હેં બાદશાહ તરફ બેવફાઇ કરી છે ! "

" ચાલો ત્યારે; હું આવવા તૈયાર છું ! "

" ત્હને હાથ કડી પહેરાવવી પડશે ! "

" શું કહ્યું ? જગતના બાદશાહને એક ન્હાનકડો બાદશાહ હાથ કડી પહેરાવશે ? બીલકુલ નહિ. જ્યા સુધી એક પણ શિખ બચ્ચો જીવતો હશે, જ્યાં સુધી એક પણ તલ્વાર સાબુત હશે ત્યા સુધી કોની તાકાત છે કે અર્જુન દેવને હાથકડી પહેરાવી શકે ! "

એમ કહીને ભુખ્યા સિંહના પેઠે શિખોનું ટોળું ચન્દુશાહના માણસો ઉપર તૂટી પડવાની તૈયારીમા હતું. ગુરૂની આજ્ઞાનીજ માત્ર રાહ જોઇ રહ્યા હતા.

" ખબરદાર ! " અર્જુન દેવ શિખો પ્રતિ ઉંચે સાદે કહેવા લાગ્યા.

" ખબરદાર ! પાપ અને પુણ્ય, સિતમ અને સત્ય વચ્ચે આજે યુધ્ધ છે. તેમા તમારે કોઇએ વચ્ચે પડવાની જરૂર નથી. "

એટલું કહીને પછી તેઓ ચન્દુશાહને ઉદ્દેશીને બોલ્યા:

" ચન્દુશાહ ! ચાલો, હું તમારી સાથે આવું છું; પણ યાદ રાખજો કે જે હિન્દુ સમાજના ઉધ્ધારને માટે કાર્ય કરી રહ્યો હતો તે તે અસ્ખલિત રીતે થયાજ કરશે. અને તેમાંથી એક દિવસ એવું

પરિણામ આવશે કે ત્હમે અને ત્હમારા સ્વામિ બેદાનમેદાન થઇ જશો. હું એક ઇસારો કરૂં તો તું અને આ ત્હારા હથિયાર બંધ માણસો સઘળા હતા ન હતા થઇ જાય પરન્તુ મ્હારાથી તેમ થઇ શકે નહિ. હિંસામા હું પાપ જોઉં છું. પાપનુ કામ અર્જુન દેવ કદી પણ કરે નહિ. શાંતિ એજ સજ્જનનું પુણ્ય લક્ષણ છે ને તે હું અત્યારે સેવી રહ્યો છું. તું મ્હને જેલમા પુરીશ, પરન્તુ ત્હારે ખાસ જાણવું કે મ્હારો આત્મા ત્હારી જેલની દિવાલોમા પુરાવાનો નથીજ. મ્હારૂં આત્મત્વ શિખોનું કલ્યાણ કરશે. મ્હારૂં ક્ષણ ભંગુર શરીર ભલે ત્હારા કારાગારની એક અંધારી કોટડીમા પુરાય! મ્હને ત્હેની જરાયે ચિન્તા નથી.

"ચન્દુશાહ! ત્હેં કેટલાય વખતથી અધર્મ અને અનાચાર મૂલક કૃત્યો કરવા માંડ્યા છે; ઇશ્વર તરફથી ત્હેનો ભયંકર બદલો મળવાને હજી વાર છે દરમ્યાન ત્હારા પાપનો પોટલો વધુને વધુ ભીંજાને જાય એ જોવા તું અધીરો અધીરો ફરે છે. શીકર નહિ દાનવ સ્વભાવજ એવો પાતકી હોય છે! તું દાનવ છે. ભયંકર ક્રૂર માણસ છે દયા, ધર્મ, પ્રેમ એમાંનુ કશું ત્હારામા નથી. ત્હારી વિરૂદ્ધ બોલનાર કરનારને તું દેહાંત દંડની શિક્ષા આપે છે એ ત્હારી કેટલી અધમતા સૂચવે છે?.. ......મ્હેં વિચાર્યું હતું હું ત્હને સત્બોધ આપીને કૈંક સુધારવાનો પ્રયાસ સેવીશ, પરન્તુ મ્હારો એ વિચાર અમલમા મૂકવા હું સમર્થ થાઉં ત્યાર પહેલાં તો તું મ્હને બંદીવાન્ બનાવવા આવી પહોંચ્યો છે! ત્હારા હાથમાં હાથકડી છે...શા માટે તું તેને લાવ્યો? હાથકડીની મ્હને જરૂર નથી...ને આટલા સિપાહીઓને સાથ શું કરવા?...અરે! મ્હારે ત્યાં આવવાનીજ તસ્દી ત્હેં શા સારૂ લીધી? મ્હને પત્ર લખવો હતો એટલે હું આપોઆપ ત્હારી

પાસે આવત અને કાઈપણ પ્રયત્ન વિના ત્હેં મ્હને કેદી બનાવી રાકયો હોત!...પણ ખેર! થવું તે થયું! હું ત્હારી સાથે આવવા તૈયાર છું!

"ચન્ડુશાહ! હું તારી પાછળ શા સારૂ આવું છું? કાંઈ સમજ પડે છે?...હું એટલા માટે નિ:સંકોચ ત્હારી સાથે કેદી બનીને આવું છુ કે જગત્ સમજી લે કે આત્મ બલિદાન વિના અન્ય એક પણ પુણ્ય વિશેષ હતી. મ્હારો શિખ સમુદાય શાન્ત પણે સમજી લે કે સત્ય અર્થે પ્રાણ આપવો—લોકહિત અર્થે કારાગારના કઠિન કષ્ટોને આનંદભર સ્વીકારવા એમાજ માનવીની મહત્તા છે."

શિખ સમુદ પોતાના ધર્મગુરુને ચન્ડુશાહની સાથે જતાં અટકાવી શકયા નહિ. અર્જુનદેવ હર્ષથી ઉછળતે હૈયે ચન્ડુશાહની સાથે ચાલતા થયા.

ચન્ડુશાહે કારાગારના એક ભયંકર ભોંયરામા અર્જુનદેવને પુરી દીધા અને કહ્યું કે:

"આ ભોંયરાના ગર્ભમાજ ત્હારો પ્રાણ વિસર્જન થઇ જશે!"

"તેથી શું થયું?"

"યાદ કર અર્જુન! ત્હેં મ્હારૂં ભયંકર અપમાન કર્યું હતું! આજે ત્હેનો બદલો મ્હારા તરફથી કેટલો ભયંકર મળે છે?"

"પિશાચ તરફથી બીજા કેવા વર્તનથી આશા રાખી શકાય!"

"હજીયે તું મ્હને પિશાચ કહે છે?"

"હું એકલોજ નહિ પરન્તુ આખું જગત્ ત્હને પિશાચ કહે છે. ભવિષ્યનો ઇતિહાસ કહેશે ને જ્યા સુધી ઇતિહાસનું એકપણ પૃષ્ઠનું અસ્તિત્વ રહેશે ત્યા સુધી ત્હારા પીશાચગીત ગવાયા કરશે!"

"કેદીની દશામાયે આટલું ગુમાન!"

"સત્તાના કેફમાં આટલું અભિમાન!"

"તું કોની સ્હામે જીભ ચલાવી રહ્યો છે ત્હેની ખબર છે?"

"હા. મ્હને ખબર છે ને બરાબર ખબર છે કે એક ઘોર અત્યાચારી, અધમ અનાચારી, પ્રબળ પાપાચારી પિશાચ ચન્દ્રશાહ નામક માણુસની સ્હાથે હુ બોલી રહ્યો છું!"

"ત્હારા રાઈરાઈ જેટલા ટુકડા કરીને ગીધ સમડાને ખવરાવી દેવામા આવશે!"

"એવા ડરથી હું ધ્રુજી જવાનો નથી!"

"અર્જુન! હુ એક વાત કહું?"

"શું!"

"તે ત્હારા હિતની વાત છે!"

"અર્જુનદેવ હિત અહિત કશુ જોતાજ નથી!"

"ત્હારા ઉદ્ધારની વાત છે!"

"અર્જુન પતિત નથી ને તેથી ત્હેને ઉદ્ધારની અપેક્ષા નથી"

"આટલી બધી બે દરકારી?"

"સઘળા મહાન આત્મા બેદરકારજ હોય છે."

"ને તેથીજ તેઓ આમ કારાગારમા કેદ થાય છે કેમ?"

"શુ બોલ્યો?"

"એ તો સહેજ...પણ મ્હારી એક વાતનો સમજી લે!"

"કહે."

"હુ એમ કહેવા માગુ છુ કે તારે કારાગાર બહાર નીકળવું છે?"

"પુરાયા હજી થોડોયે વખત પણ થયો નથી ત્યા બહાર નિકળવાની વાત કેવી?"

" માત્ર એકજ વાતનો સ્વીકાર કર તો આ પંજેજ ત્હને મુક્ત કરી નાખું ! "

" મુક્ત અને બંધન--અર્જુનને મન એ બે સરખાજ છે ! "

" હજી આ ભોંયરાની હવા ત્હને સ્પર્શી નથી એટલે આમ બોલાય છે. સમજ્યો ? પણ જ્યારે ભોંયરાની ઝેરીલી હવા ત્હને ચોંટશે ત્યારે 'મુક્તિ ! મુક્તિ ' ની બૂમો પાડવી પડશે માટે કોકટની હિશિયારી જવા દે ને હું કહુ તે પર ધ્યાન આપ......ને મ્હારે કહેવાનું માત્ર એજ છે કે તું મ્હારી માફી માગ......કે હું ત્હને આ પંજેજ છુટો કરૂં ' "

" માફી ? "

" હા. માત્ર માફી ! "

" કોની ? "

" ચન્દ્રશાહની '

" શું એક અધમ પુરૂષની આ અર્જુનદેવ માફી માગશે ' કદી નહિ ! જો ફરીથી એ વાત મ્હો પર લાવીશ તો......... '

" પણ અહિં કોણ છે તે કે ત્હમને માફી માગતા શરમ આવે ? "

" શરમની વાત ક્યા છે ? "

" ત્યારે ? "

" પ્રતિષ્ઠાની વાત છે. ચન્દ્રશાહ ! એક મહાન આત્મા ક્ષુદ્ર-ત્માની પાસે કદી માફી માગી શકે ખરો ? "

" અત્યારે તો તું ક્ષુદ્ર છે ને હું મહાન છું ! " .

" કોની દ્રષ્ટિએ ?... માત્ર ત્હારીજ દ્રષ્ટિ જોઈ શકે કે તું મહાનને હું ક્ષુદ્રઃ બાકી એવો એકપણ પુરૂષ ત્હને નહિ મળે કે તે મ્હને ક્ષુદ્રઃ અને ત્હને મહાન કહી શકે '... સિવાય ત્હારા ખુશામ-દીયા શ્વાનો ! "

ત્યારે શું આ ભોયરામાજ ત્હારે પુરાઇ રહેવું છે ? ”

“ કોણ પુરાયું છે ? ”

“ મ્હારૂં અપમાન કરનાર એક કહેવાતો ધર્મગુરૂ અર્જુનદેવ ! ”

“ એમ કહેનાર તું જખ્ખમારે છે ! અર્જુનદેવ કદી પણ કેદમા પુરાય નહિ. ”

“ મ્હને લાગે છે કે તું દીવાનો બની ગયો છે ! ”

“ ને પણ ત્હારીજ દ્રષ્ટિએ. ”

“ ત્યારે શું તું કેદમા નથી ? અર્જુનદેવનું કલેવર......... ”

“ હા. અર્જુનદેવનું કલેવર કેદમા છે એ ખરૂ... પણ ત્હેનો અન્તરાત્મ તો મુક્ત છે. ત્હેને બંદીવાન બનાવવા તાકાત તારા જેવા એક નરપશુ દીવાનમાં તો શું !... સાર્વ ભૌમ ચક્રવર્તિ સમ્રાટમા પણ નથી ! ”

“ અર્જુન ! એવી આપ બડાઇની વાતો જવાદે. શામાટે આવા ભોયરામા ગોંધાય છે ? શામાટે ભયંકર દુઃખદાનાવળમા રીબાય છે ? ”

જગતને આત્મબલિદાનનો પાઠ ભણાવવા. ”

“ તું મ્હારી વાત નથીજ માનવાનો ? ”

“ કઇ વાત ? ”

“ ખાલી......ની ”

“ ચૂપ ! એક વખત કહ્યું નહિ કે એ વાત પુનઃ જીભાનપર લવીશ નહિ ! ”

“ મ્હારી સત્તા કેટલી છે તે તું જાણે છે ? હું તારા ટુકડે ટુકડા કરી નાખીશ. ”

“ તો ઇતિહાસના પાનામા મ્હારૂં નામ સુવર્ણાક્ષરે અંકિત થશે ને હુ અમર બનીશ. ”

" ઠી...ક. ત્હારે અમર બનવું છે ? "

" અલબત્ત. "

" વાહરે ! અમરપણાના અભિલાષી !... અમર તો બનતા બનાશ પણ અહિં તારૂં ચામડું ગંધાઇ જશે ત્હેની ખબર છે ? "

" હા. "

ઠીક ત્યારેઃ હુ જાઉ છું ! જ્યારે ભોયરાની ભયાનકતાથી તુ કંટાળી જા--ત્રાસી જા; ત્યારે માફી માગીને છુટકારો મેળવી લેજે !... મ્હારી સામે હાથ જોડનારના ગમે તેવા ગુન્હા હોય તો તે હૂ માફ કરૂં છું !... "

એમ કહીને ચન્દુશાહ ત્યાથી અદૃશ્ય થઇ ગયો. ભોંયરાના અન્ધકારાવૃત્ત અન્તર્ભાગમા અર્જુનદેવ એકલો ફરવા લાગ્યો. એક સાધારણ માનવીનું કાળજું કપાઇ જાય એટલી ભયંકરતા એ ભોય-રાની ગુફામા ભરાઇ રહી હતી; પરન્તુ અર્જુનદેવ અસાધારણ માનવી હોઇ એ ભયંકરતા ત્હેને કિંચિત્ માત્ર પણ ડરાવી શકતી ન હતી. તે તો ચન્દુશાહની દયાખાતો પરમાત્માનો નામોચ્ચાર કરવા લાગ્યોઃ

" હરિ ૐ ! ૐ ! "



# પ્રકરણ આઠમું.



## ॥ सत्यमेव जयतेना नृतम् ॥



જેલની દિવાલોની પાસે માણસોની આ મેદની શી !...શામાટે ત્યાં માણસોના ટોળે ટોળા ઉભરાય છે ?

ધર્મગુરૂ અર્જુનદેવને કેદમા પુરાયાને આજે એક માસ વીતી જવા આવ્યો છે શીખ લોકોના ટોળે ટોળાં પોતાના ધર્મ ગુરૂના દર્શન કરવા સારૂ જેલનાં દરવાજે આવે છે. પરંતુ ચન્દુશાહના સખ્ત હુકમથી કોઇ પણ અર્જુનદેવને મળીશકતું નથી.

શિખોનો સમુહ ધર્મગુરૂના દર્શન વિના રડતો. કોઇકોઇ ઉશ્કેરાઇ જતા ને અર્જુનદેવને બંદીવાન કરનારપાતકીના ધડશીર જુદા કરવાની વાતો કરતા

પણ અર્જુનદેવ જેલમાથી જે સદેશો પાઠવતો તેનો અર્થ એજ કે કોઇએ દંગો કે તોફાન કરવા નહિ તેમ કરશે તેને ગુરૂદ્રોહી લેખવામા આવશે.

પોતાના ગુરૂનો આ સંદેશો શિખ સમુહને શાન્ત રાખતો હતો માત્ર એકજ સંદેશાને સ્વીકારવામા આવતોતે અર્જુનદેવના કહ્યા પ્રમાણે શિખ લોકો પરમાત્માને પ્રાર્થના કરતા ઘણા દિવસો બાદ એક શિખ વ્યક્તિને અર્જુનદેવ પાસે જવા દેવામા આવી.

“ ગુરૂદેવ ! આપને કારાગારના કષ્ટે વેઠવાનું શુ પ્રયોજન છે ? આજ્ઞા કરો તો એક ક્ષણમા અમ્હે જેલોની દિવાલો તોડીપાડીને આપને બંધન મુક્ત કરી નાખીએ. ચન્દુશાહના કે દુનિયાના અન્ય કોઇ પણ શાહના શા ભાર છે કે આપને આગળાયે અટકાડી શકે !

"આપના સઘળા શિષ્યો આપને કેદ મુક્ત કરવા માટે પોતપોતાના પ્રાણ આપવા તૈયાર છે. !"

અર્જુનદેવ એ સાંભળીને હસ્યા,

શિષ્યથી રહેવાયુ નહિ, તે બોલ્યો.

"અમ્હારા સઘળાના પ્રાણ બચી રહ્યાછેને આપને હસવુ આવે છે ?"

"હસું નહિતો શું રહુ ? આત્મ બલિદાન આપવાનુ પુણ્ય ભાગ્યશાળી માણસોનાંજ નસીબમા હોય છે ! મ્હને તે ભાગ્ય પ્રાપ્ત થયું છે. મ્હારા આનંદનો અવધિ થઇ ગયો છે ને તેથી મ્હને હસવુંજ આવને ?"

ગુરૂના શબ્દો સાભળીને શિષ્ય વિચારમા પડી ગયે. તે બોલ્યો. "પણ અમ્હારા પ્રાણ ઉકળી આવે છે તેનું શું કરવું ? અમે આપને હવે જેલમા રહેવા દેવાના નથી. સઘળા શીખ સમુહ તરફથી આ વાત નિવેદન કરવા માટેજ મ્હારૂં અહિં આવવું થયું છે !"

"રામચંદ્ર !" (તે શિષ્યનુ નામ રામચંદ્ર હતું), જો એમ કરશો તો મ્હારા હૃદયમા અત્યંત કઠોર, ઘા લાગશે તે મ્હને રસમુ લાગશે કારણકે મ્હારા ભાગ્યમા આત્મ બળિદાનનું પુણ્ય તમે સઘળા એકઠા મળીને લઇ લેવા માગો છો !"

"ગુરૂવર ! કૃપાકરી એ વાત જવાદો. આપના આત્મ બલીદાન અમ્હારાથી કદી પણ જોઇ શકાશે નહિ...અમ્હે આપના સેવકો છીએ. આજ્ઞા ઉઠાવનારા દાસ છીએ...આપની આજ્ઞાથીજ ચન્દુશાહ જ્યારે આપને કેદ કરવા આવ્યો ત્યારે અમે સઘળા શાન્ત રહ્યા હતા બાકીતો અમ્હારાં લોહી એજ વખતે ઉકળી આવ્યા હતા. અમ્હારા પ્રાણ ધનને લુંટાતું જોવા છતા બીચા તેમે બેસી રહીએ એટલા

નિર્માલ્ય અમ્હે નથી. ઇતિહાસના પાનાં અમ્હારા લોહીથી લખાવા શે. ચન્દુશાહ કે ત્હેનો જહાંગીર બાદશાહ ગમે તેટલી ફોજ મોકલશે ત્હેની અમ્હને પરવા નથી ધર્મને ખાતર, ગુરુસેવાની ખાતર, અમે સઘળા અમ્હારા પ્રાણની કુરબાની આપવા ખડે પગે તૈયાર છીએ."

"વાહ મ્હારા વ્હાલા શિષ્ય રામચન્દ્ર! ત્હમારા આ શબ્દો ઘણાજ અસરકારક છે હૃદયનો ઉભરો છે. પરન્તુ અત્યારે ત્હમારે ખામોશી પકડવાની છે જો ત્હમે અન્યાય-પાપ-અને જુલ્મને જડ મુળથી ઉખેડી નાખવા માગતા હો તો હિંસાની વાત છોડી દ્યો એક એવું શસ્ત્ર છે કે જે જુલ્મગારોના જડબા વીંધી નાખવાની તેનામા અનેક શકિત છે એ શસ્ત્ર તે અહિંસા ધર્મનુ પાલન કરો."

"માફકરો ગુરૂજી! આપ અમ્હને નિર્માલ્ય અને રોતડ ઠરાવવા માગો છો પરન્તુ તેમ અમ્હારાથી કદી પણ વર્તી શકાશે નહિ. હું તો આપને સંદેશો પહોચાડવા આવ્યો છું હવે અમ્હારૂ ઝનુન કાબુમા રહી શકે એમ નથી. કાંઇ આપની પાસેથી શાંતિ કે અહિંસાનો બોધ સાભળવા માટે મ્હારૂ આગમન નથી. દુનિયાના ભુતકાલીય ઇતિહાસ તપાસો કયાય પણ ખુનરેજી કિંવા લોહીની છોળો ઉડયા સિવાય સત્યનો પ્રકાશ ઝલ હળ્યો છે ?"

"રામચંદ્ર! ત્હમે આમ બોલીને મ્હને ખેદ પમાડો છો."

"તે માટે અમ્હને માફ કરશો એવી મ્હારી નમ્ર પ્રાર્થના છે"

"હું પુછું છું;-રામચંદ્ર! કે ત્હમે મ્હને કેવી રીતે માનો છો?"

"ગુરૂ તરીકે"

"શિષ્યનાં ધર્મને જાણો છો ?"

'હા. આપના પ્રતાપે શિષ્ય ધર્મનું જ્ઞાન કૈંક છે ખરૂં."

"એ શિષ્યધર્મના શાસ્ત્રમાં એક એવી કલમ છે ને કે ગુરૂની આજ્ઞા એ પરમાત્માની આજ્ઞા માનવી!"

" હા."

" ત્યારે મ્હારી આજ્ઞા ત્હમારે માનવી પડશે ' "

" તે કઇ આજ્ઞા ? "

" અન્યાય અને જુલ્મની સ્હામે તપશ્ચર્યાનુશસ્ત્ર વાપરો ! "

" સિવાય બીજી આજ્ઞા કરો. "

" નહિ માનોતો એજ મારી આજ્ઞા માનો...બીજી આજ્ઞા-અત્યારે કરવાની નથીજ. "

" ત્યારે માફ કરશો તે આજ્ઞા અમ્હે એ માની શકીશું નહિ.

" ત્યારે મ્હારે એમજ માનવું પડશે કે ત્હમે સઘળા શિષ્ય ધર્મમાથી ચ્યુત થાઓ છો ! ધર્મ સત્ય, પુણ્યને નીતિને નામે અધર્મ અસત્ય, પાપ, અને અનીતિનું પોષણ કરો છો. દુનિયામા એવી કોઇ પણ સત્તા અસ્તિત્વ ધરાવતી ન હોઇ શકે કે જે જુલ્મશાહી વાપરી ને પણ દીર્ઘકાળ ટકી શકે !...ત્હમે લેશપણ મ્હારી ફીકર કરશો નહિ. પરમાત્મા સૌ સારાવાના કરશે. ચન્દુશાહને સન્મતિ સૂઝશે ને તે મ્હને છોડી મૂકશે તોજ હું છુટીશ. બાકી તો મ્હારો ધર્મ છે કે કેદખાનામાજ જીવન વીતાવવું. "

કૃપા કરી અમ્હને આપો અમ્હારા હૃદય ઉશ્કેરાઇ ગયા છે. અમ્હે મરશું યાતો મારીશું.

" શાની આજ્ઞા માગો છો ? "

" યુદ્ધ કરવાની. "

" કોની સાથે ? "

" ચન્દુશાહ સાથે ! "

" શા માટે ? "

" અમ્હારા પૂજનીય ધર્મ ગુરૂ દેવને બંધન મુક્ત કરવા માટે!

" વાહ ! આજ્ઞા માગીતો ખરી પરંતુ એ વિચાર કર્યો કે તમે કોની પાસે આજ્ઞા—યુદ્ધની આજ્ઞા માગો છો ?"

" ધર્મગુરૂ અર્જુનદેવ પાસે ."

" અર્જુનદેવ લોહી રેડવાની કિંવા યુદ્ધ કરવાની આજ્ઞા આપી શકે.

" પણ આતો ધર્મયુદ્ધ છે ! "

" ધર્મ યુદ્ધના બ્હાના તળે પાપયુદ્ધ ખેલવાની વાત અર્જુનદેવ કદીપણ સ્વીકાર કરશે નહિ. હું એકજ વાક્યમા પતાવી દેવા માગું છું કે જો તમે સાચા શિષ્ય બન્યાહો–અર્જુનદેવના ગુરૂપણામા એક રજ જેટલોય વિશ્વાસ હોય તો તમારા ઉરપણ, તમ્હારૂં ચેનુત સંકેલી લોને તપશ્ચર્યા આદરો. "

રામચંદ્ર આભોજ બની ગયો. અર્જુનદેવના ચ્હેરા ઉપર ગાંભીર્યતા અને અજબ પ્રકારના આનંદની અમૃતછટા ચમકતી હતી. રામચંદ્ર પ્રણામ કરીને બોલ્યોઃ

" હું આપનો આ સંદેશો શીખ સમુહ પાસે રજુ કરીશ ! "

" ને કહેજો કે એ સંદેશો માન્ય રખાશે તોજ ગુરૂકૃપા પ્રાપ્ત કરી શકશો. "

" એ પણ કહીશ ! "

" એક વાક્ય એ પણ સમજાવજો કે " **સત્ય કદી પણ છુપાઈ શકતું નથી.** "

" તે પણ કહીશ—ને આપ કહોછો તેમજ છે. વાદળાના પડદા નીચે સૂર્ય આવી જાય છે ત્યારે સૂર્ય ઢંકાઇ જાય છે.--છુપાઇ જાય છે, પરન્તુ જ્યારે વાદળાના પડદા દુર થાય છે ત્યારે સૂર્ય પોતાના પ્રકાશથી જગતને નવાજે છે ને એ પ્રમાણેજ સત્યનાં સૂર્યનું

છે. કોઈ પ્રબળ અનાચાર કે જાલીમ જુલમના પડદા નીચે સત્યને ઘડીભર છુપાવવાનો પ્રયાસ કરવામા આવે પરન્તુ આખરે સિદ્ધ થાય–તે જરૂર થાય કે:

'સત્યમેવ જયતે નાऽनृतम !'

ત્યારબાદ રામચંદ્ર ગુરુદેવને હાર્દિક પ્રણામ કરીને જેલની બહાર આવ્યો. ગુરુનો સંદેશો સાભળવા માટે બહાર એકત્ર થયેલી માનવમેદની રામચંદ્રની દેહની આસપાસ ફરી વળી ને ગુરુનો સંદેશો માગ્યો.



## પ્રકરણ નવમું.

### " યોગમવિલાસ."

સૂર્યનારાયણના પ્રકાશથી ગભરાઇને સઘળો અંધકાર એ ભોંયરાની ગુહામા પુરાઇ રહ્યો હતો! ચારે તરફ ઘનઘોર અંધકાર' પ્રકાશનું એક પણ કિરણ એ ભોયરામા પ્રવેશ કરવા તદ્દન અશક્ત હતું. પવનની લ્હેર પણ ત્યા આવી શકતી નહિ. અર્જુનદેવ આવા ભયાનક ભોયરામા પોતાના દિવસો નિર્ગમન કરી રહ્યો હતો.

આજે તે કૈંક વધારે ઉલ્લાસમા હોય એમ ત્હેની મુખમુદ્રા સૂચવતી હતી. તે આનંદમા આવી જઇને નાચેનું ભજન ગાતો હતો જે અમ્હે અક્ષરશઃ આ નીચે અક્ષરશ આ નીચે આપવાની જરૂર વિચારવામા પશ્ચાત રહી શકતા નથી.

" બંસી વાગી મ્હને રામનામ લેહ લાગી;
" મોરલી વાગી મ્હને રામનામ લેહ લાગી.
મને સત્ગુરૂ મળ્યા સોહાગી,
સત્ગુરૂ શબ્દ તણી ચોટ લાગી;
સુરતા મોહ નિદ્રાથી જાગી,
ભટકવાની ભુલ ગઇ સૌ ભાગી. મને.
" મનડું સત્ગુરૂ સાથ મોહ્યું,
" ચિત્તડું નિશ્ચે સુરતા પ્રોયું,
" ઉલ્ટું આપ જોયું તપાસી,
ભ્રમણા ભાગી...... મને.

"સત્ગુરૂ અખંડ એક અવિનાશી
"સર્વાતીત સબ ઘટ વાસી,
"નહિ જાણું ગંગા જુમના કાશી,
"થઇ અનુરાગી... મ્હને
"મળ્યા સુરજીરામ સત્ગુરૂજી,
"જાનકી પરમારથપર મરજી;
"શરણે આયો ધરમગીર ગરજી,
"મળી મોજ માગી...મ્હને

ધરમગીર કૃત વિકત ભજન પુરૂ થયુ ને અર્જુનદેવ શ્રી કૃષ્ણ ચન્દ્રનો મહિમા વર્ણવવા લાગ્યા.

"આનંદકંદ ! મુરતિ યદુકુલચંદ !
' છે મદ મદ હસતું સુમુખારવિંદ !
' જે પાદ પદમ થકી ઇંદ્ર કટાક્ષ ફોડયું,
" જે પાદ પદમ સકલ સુરમાન મોડયુ;
" જે પાદમણીથી કર્યો દુઃખી કાલીનાગ !
" તે પાદપંકજ તણો મહીમા અથાગ !"

અર્જુન દેવ આ પ્રમાણે કૃષ્ણ સ્તુતિના વિષયમા તલ્લીન બની ગયા હતા ત્યા એકાએક ત્હે ચમકયા.

વાચનાર ! તેમને ચમકવાનું શુ કારણ હતું ?

નુપુરના સુમધુર રણકાર સાભળતાંજ અર્જુન દેવ ચમકયા હતા આશ્ચર્ય સમાધિમા વધારે ઉંડા તેઓ ઉતરે ત્યાર પહેલા ત્હેમના કર્ણ પ્રદેશ ઉપર અવાજ આવીને પડયો.

"અર્જુનદેવ ! કેમ સુખી છોને ?"

"કોણ ?"

"હું વિલાસ !" આકૃતિને ભયંકર બનાવતી વિલાસ બોલી

"વિલાસ !" અર્જુનદેવ નેત્રો મીંચી દઇને બોલ્યા.

"હા." વિલાસે અર્જુનદેવ પ્રતિ તીવ્ર દ્રષ્ટિ ફેંકતાં જણાવ્યું.

"અહિં આવવાનું શુ પ્રયોજન છે ?" અર્જુનદેવે પૂછ્યું,

"તે હમણાજ કહું છુ." વિલાસે ઉત્તર આપ્યો.

"અત્યારે નહિ કૃષ્ણા નામની સ્મૃતિમા મ્હને વિઘ્ન કરનહિ

"મ્હારે ઘણું થોડુંજ કહેવાનું છે !" વિલાસ બોલી.

"કહે શું ?" અર્જુનદેવે જણાવ્યું,

"મ્હારી યાચનાનો હવે શુ જવાબ ?" વિલાસ મુળમુદ્દા પર આવી.

"મ્હારી યાચના ?" અર્જુનદેવ ચમકીને બોલી ઉઠયા.

"હા." વિલાસ દાંત વચ્ચે હોઠ પીસીને પણ ધીમાસ્વરે બોલી.

"તે કઇ ? મ્હને યાદ નથી !" અર્જુનદેવ બોલ્યા.

"ત્હમારા હૃદય પ્રેમની મ્હારી યાચના શું છેકજ ભુલી ગયા ?"

"હા હા યાદ આવ્યુ ! એ યાચનાનો જે જવાબ આપવાનો હતો તે મ્હેં એજ વખતે આપી દીધો છે, નહિ વારૂ ?"

"હા પણ અત્યારે શું જવાબ આપો છો, ?"

"એજ પ્રમાણે !"

"હાજી પણ મ્હારો તિરસ્કાર ! ત્હમારી પાછળ દિવાની બનેલી દાસીનો શુ હજીયે તિરસ્કાર !"

"વિલાસ ! આટલી વિષયાધિન શા માટે થાય છે. પરમાત્માનું ભજન કર કે જેથી ભવદુઃખ ટળી જાય ?"

" જ્ઞાનના ઘુંટડા પીવા માટે મ્હારૂં આવવું નથી થયું. હું તો મ્હારી યાચનાનો અંતીમ ઉત્તર માગવા આવી છું. ? "

" ત્યારે મ્હેં આગળ ઉપર આપેલો ઉત્તર એજ અત્યારે "

" હજી પાંસરા થયા નથી ? "

" એટલે ? "

" આ કારાગારના કષ્ટો ભોગવ્યા છતા હજીએ મ્હારી યાચનાનો સ્વીકાર કરવા તૈયાર નથી થતા ? "

" ના. "

" કારાગારમા અને ત્હેમા આ ભયાનક ભોયરામા પ્રાણ વિસર્જન કરવાની ઇચ્છા છે ? "

" તેમ થશે તો કાંઇ ખેદ જેવું નથી. "

" પણ મ્હારી યાચનાનો સ્વીકાર કરો તો આ ઘડીયેજ હું ભોયરાની બ્હાર ત્હમને લઇ જાઉં ! "

" એવા શબ્દોનો ઉચ્ચાર કર્યા પહેલા વિચાર કરી જો કે અર્જુનદેવને કદીપણ શુ પાપાચારમા પ્રવૃત કરી શકાશે ?"

" હજી વધારે પીડા સહન કરવી છે ? "

" સત્ય, ધર્મ, અને મનુષ્યત્વની રક્ષા માટે આ પીડા તો શું છે કદાચ રૂંવેરૂંવે ભાલા ભોંકાવામા આવે તોયે અર્જુનદેવ એકનો બે થાય નહિ. ધર્મને છોડી અધર્મના કંટકમય પથે પ્રયાણ કરે નહિ. ધર્મ જેની સોરંગમા ઓતપ્રોત થઇ ગયો છે, જેના કર્ણમા સદાકાળ સજ્જનદીનો ભણકાર વાગી રહયો તે અર્જુનદેવ કદીપણ– આકાશ પાતાળ એક થઇ જાય તો પણ–પાપપંથ ગામી થવાનો નથી. વિલસ !—કૃપા કરીને અહિંથી ચાલીજા. મ્હને પરમાત્માના નામની ધુન જગાવવા દે. "

" ત્યારે રૂવે રૂવે ભાલા ભોંકવામા આવે એવી પીડા પ્રાપ્ત કરવા માગો છો ? "

" બેશક......ધર્મ રક્ષાને ખાતર !"

" ઠીક...ભાલાની અણીયો ત્રસાવવાનો પ્રબંધ હુ હમણાંજ કરી લઉંછું...પણ આમ શા માટે હઠાગ્રહ સેવી રહયા છો ?"

" હઠાગ્રહ ?" અર્જુનદેવ બોલ્યા:

" હા. " વિલાસે કહ્યું.

" મ્હારી ધર્મ પ્રિયતાને તું હઠાગ્રહ માને છે?" અર્જુનદેવ બોલ્યા:

" ત્યારે બીજુ શું ?" વિલાસે જણાવ્યું.

" ત્હારા જેવી અધમ અબળાને ધિઃકાર હો !"

" મ્હને ધિક્કાર આપતા પહેલા એક બાબતનો વિચાર કરો."

" શું !"

" હું બાદશાહની બેગમ બની ગયેલી છુંને તેથી. હું ધારીશ તે પ્રમાણે ત્હમારા ઉપર જુલ્મ અને ત્રાસ વરસાવી શકીશ ? "

" તું હિન્દુ મટી ગઇ ?" અર્જુનદેવ ચોંકીને બોલ્યા.

" હા. " વિલાસ નફ્ફટતા ભરી દ્રષ્ટિએ અર્જુનદેવ તરફ જોઇ રહી હતી.

" હિન્દુત્વને હણનારી ત્હારા જેવી સ્ત્રી જગતને આંગણે શા માટે જન્મી હશે ?"

" એ પ્રશ્ન આ ભોંયરાની દિવાલને પૂછો. કદાચ તે ઉત્તર આપશે. "

" ઓ ! કમબખ્ત ઓરત ! તું આટલી પતિતા થઇ છતાંયે હજી પાપકર્મમાં પ્રેરાવવા તૈયાર થાય છે ?"

" ત્હમારા કામદેવ જેવારૂપે મ્હને ઘેલી બનાવી છે. હું બાદ-

શાહની બેગમ બની છું તે એટલાજ માટે કે મ્હારા તિરસ્કારનો બદલો હું ત્હમને પુરજોસમા આપી શકું !...ને અત્યંત ત્રાસ અને જુલમ વરસાવીને તમને મ્હારા સૌન્દર્ય ઉપવનમા ખીલેલા પુષ્પોનો રસ આરોગવા હું શક્તિમાન બનું.

" ધિક્કાર હો !—લાખવાર ધિક્કારહો તારી પાપીયસી વાસના ઉપર !"

" એ વાતો જવા દો !...જતી વખતે હું હજીએ એક વખત પુછું છું કે મ્હારી યાચનાનો સ્વીકાર કે......"

અર્જુન દેવ ઉશ્કેરાઇને બોલી ઉઠયા:

' તિરસ્કાર !...કૃપા કરીને ત્હારૂં કાજળ કાળુ મ્હો મ્હને ન બતાવ "

" સા...રૂ." વિલાસે દાંત કચકચાવ્યા. " હુ જાઉં છું ? બાદશાહની બેગમ હવે ત્હમારા ઉપર શા શા ત્રાસ વરતાવે છે તે જોયા કરજો !'

" કાંઇ હરકત નહિ." બેદરકારી ભર્યા અવાજે અર્જુન દેવ કહ્યું:

વિલાસ ત્યાંથી હુંફાડા મારતી ચાલી ગઇ. અર્જુન દેવ એકલા પડયા. કોણ જાણે કેમ ત્હેનું મસ્તક ચક્કર ચક્કર ભમવા લાગ્યું. આંખમા અંધારા આવવા લાગ્યા. આખું શરીર કોઇ અદશ્ય હુતા. શમા જાણે સળગવા લાગ્યું. ત્હેની સઘળી શક્તિઓ ઓસરવા લાગી. નિશ્ચેતનવત્ તે જમીન પર પડી ગયા.

કાજળકાળા ભોયરામાં અર્જુન દેવનું પવિત્ર શરીર અસીવ્યસી પડયું હતું. ન્હોતું ત્હેને આજુબાજુના ઉપસ્થિત વાતાવરણનું ભાન કે ન્હોતું ત્હેને ભવિષ્યના ગર્ભમાંથી ઉત્પન્ન થનારા દુ:ખની ઉપાધિનું

જ્ઞાન સત્ય–ધર્મ–પવિત્રતા–એ સર્વની ખાતર પ્રાણ વિસર્જન કરવો એજ ત્હેના પવિત્ર જીવનનો મહામંત્ર હતો ?

કેટલીવાર તે શબવત્ પડી રહ્યા. પછી થોડીવારે શ્વાસ શરૂ થયો. છાતીના ધબકારા ધડકવા લાગ્યા. શરીરમા નવચેતનનો સંચાર થયો. અને થોડીવારે તેઓ ઉભા થયા.

ભોયરામાં તેઓ ફરવા લાગ્યા "હરિઇચ્છા" પ્રમાણેજ બન્યું છે. અને ભવિષ્યમા બનવાનું છે એમ ત્હેમનું હૃદય બરબડતુ હતું. ભોયરાની દિવાલોમા ત્હેમની પવિત્રતાના ઓજસ ભરી આપોઆપ બે શબ્દો વાચ્યા.

"હરિઇચ્છા."



# પ્રકરણ દસમું.

——(૦)——

## ચન્દુશાહનો ત્રાસ

"કેમ શું થાય છે?"

"કોણ?" પગરવ અને અવાજ સાંભળીને અર્જુનદેવ બોલ્યા.

"ન ઓળખ્યો? આવનાર વ્યક્તિ બોલી

"કોણ ચન્દુશાહ?" અર્જુનદેવે આવનારને ઓળખીને કહ્યું:

"હા." ચન્દુશાહે મુછે હાથ ફેરવીને કહ્યું:

"અહિં આવવાનું કારણ?" અર્જુનદેવે પ્રશ્ન કર્યો

"ત્હમારી તબીયતના સમાચાર પૂછવા."

"એમ?" અર્જુનદેવના ભવા ચ્હડયા.

"હા." ચન્દુશાહ કરડાકીમાં બોલ્યો

"મ્હારી તબીયત સારી છે" અર્જુનદેવે જણાવ્યું.

"તો ખુશી થવા જેવું! હા' પણ અર્જુનદેવ આંખમાં ખાડા કેમ પડી ગયા છે?"

"હરિ ઇચ્છાથી." અર્જુન દેવે કહ્યું:

"અરે! અર્જુનદેવ! શા માટે આ ભયંકર યંત્રણામાં ગોંધાઇ રહ્યા છો?"

"ધર્મને ખાતર આ જેલખાનું સ્વર્ગસ્થાનથીએ વધારે ઉત્તમ મ્હને લાગે છે." અર્જુન દેવે કહ્યું:

"તમાચો મારીને મ્હોઢું લાલ રાખવા જેવું ન કરો. કયા કારાગારમાં ને તેમાંએ આ ભોયરામાં સ્વર્ગના જેવી સ્હેજત મળી શકે છે?"

"મ્હને તો મળે છે !"

"ધર્મ ગુરૂ થઇને અસત્ય ન વદો !"

"અસત્ય વદતા પહેલા તો મ્હારી જીભ કપાઈ પડે,સમજ્યા?"

"અસત્યજ ! વળી બીજું શું ? આનંદ મળતો હોય તો શરીર કેમ સુકાઇ ગયું એજ કહો !"

આનંદ મળે એટલે શરીર ન સુકાય એમ ત્હમે માનો છો? "

"આનંદ મળે ત્યરે શરીર અત્યત પ્રફુલ્લિત થાય છે!"

"એવો ક્ષુદ્રાનદ મ્હને નથી મળ્યો ? "

"ક્ષુદ્રાનંદ અને મહાનાનંદ એ ભેદ કયાનો ?"

"ત્હારા જેવા પરતંત્ર બાલજીવ સ્હમજી ન શકે એ સર્વથ સ્વાભાવિકજ છે !"

"વાહ! સ્વતંત્ર પ્રૌઢ જીવ."

અર્જુન કાઇ પણ બોલ્યા નહિ. મૂગે મ્હોએ નર પિશાચ ચન્દુશાહનાં ક્રુર વદન તરફ તેઓ જોઇ રહ્યા.

ચન્દુશાહ બોલ્યો:

"હજીયે મારી માગરી છે કે નહિ ?"

"નહિ." અર્જુન દેવના સ્વરમા દૃઢ નિશ્ચયનો ધ્વનિ હતો.

"તો જાન જાશે." ચન્દુશાહ ગર્જ્યો

"પરમાત્મા મદદગાર થાશે ?" અર્જુનદેવ બોલ્યા.

"પરમાત્માથી શું થાય ?" ચન્દુશાહ બોલ્યો.

"દૃષ્ટિમાત્રે પ્રલય થાય." અર્જુન દેવ બોલ્યા.

"ફોકટની ફીશિયરી શા માટે મારે છે ?"

"મલીન શબ્દો શા માટે ઉચ્ચારે છે ?"

"ત્હને યાદ હશે ત્હેં મ્હારૂં મ્હા ભયંકર અપમાન કર્યુ છે ને

તેજ પળથી આપણો સંબંધ શત્રુભાવથી શરૂ થઇ ગયો છે."

"અર્જુન દેવને શત્રુ કે મિત્રની પરવા નથી."

"જીવવાની લાલચ છે કે નહિ ?"

"એવી લાલચ પામર પ્રાણીજ રાખે !"

"આટલો તોર ? આટલી રીબાવણી છતા રાખે છે હજી આટલો દમામ દોર !"

"ત્હારી સાથે વધારે વાતચીત કરવા હું માગતો નથી."

"મ્હારી માફી માગે છે ?"

"ના."

"આથીયે વધુ સતાવણી આજથી શરૂ થશે, સમજ્યો ?"

"કશી ફીકર નહિ."

"પણ તું આટલો મિજાજ શા ઉપર રાખે છે ?"

"મ્હારી આત્મ સત્તા ઉપર !"

"ત્હારી આત્મ સત્તા હું તોડી પાડીશ."

"ને તારી તાકાત બહારની વાત છે ?"

"કેમ ?"

"આત્મ સત્તા કોઇની પણ તોડી શકાતી નથી સિવાય કે પરમાત્મા વિના."

"આવતી કાલથી ખાવાનુ અને પીવાનું ત્હારા માટે બંધ કરવામાં આવે તો ?"

"શુ તેથી મ્હારી આત્મ સત્તા તુટી પડશે એમ માનો છો ?"

"ખાધા પિધા વિના મૃત્યુના બીછાને પડીશ, એટલે આત્મ સત્તા તુટીજ ને ?"

"જખ મારે છે ? આત્માને કશું ખાવાનુ કે પીવાનુ જોઇતું નથી ત્હેની શકિત અમર છે ને અમરજ રહેવાની. અનાજ પાણીનુ નિર્માલ્ય પોષણ આત્મ તત્વને માટે નથી એતો દેહને માટે છે !"

"મ્હને લાગે છે કે ત્હારા શિરપર કાળચક્ર ફરે છે નહિતર આવી રીતે ઉચ્છંખલતાથી વાત ન થાય !"

"એમ ?"

"હા."

"તેથી શું થયુ ? અહેને કાળચક્ર શીર ઉપર ફરતુ ? સવ મનુષ્યપ્રાણીને કાળચક્રની તીક્ષ્ણ ધારવડે ચીરવાનુંજ નિર્માયલુ છે કદાચ તું અમરપટ્ટો લખાવી લાવ્યો હો તો પરમાત્મા જાણે !"

"હજી તુ મ્હારૂં અપમાન કરે છે ?"

"કહે ત્યારે ત્હારૂ સન્માન કોણ કરે છે ?"

"ત્હારા વિના.. ..."

"ખાડ ખાય છે ખાડ !... ચન્દુશાહ ! ત્હને કોઇ પણ વ્યક્તિ સન્માનતી નથી. ત્હારા પાપકૃત્યો આખા પંજાબદેશને ધ્રુજાવી રહ્યા છે. સઘળા લોક ત્હારો વિનાશ થાય એવી પરમાત્માની બંદગી કરે છે. એક પણ માણસ એવું નહિ નિકળે કે જે ત્હને સત્કારતુ હોય !... હા. ખુશામદીયા લોકો કદાચ ત્હને સત્કારતા હશે",

"અરે ! આખું પંજાબ મ્હારા ચરણમા શિર ઝૂકાવે છે. એક પણ આદમી એવો નથી કે જે મ્હને શિર ઝૂકાવતો નહિ હોય કહે, અર્જુનદેવ ! સન્માન વિના શિર ઝૂકે ખરૂં કે ?"

"મૃત્યુની બ્હીકે તેમ બની શકે ખરૂં."

"એટલે ?"

" લોક ત્હને શિર ઝુકાવે નહિ તો તેમની જીવનદોરી કપટને તૂટી જાય; એટલા માટેજ લોક ત્હને શિર ઝુકાવી રહ્યા છે. અન્તરના સત્કારપૂર્વક નહિ, સમજ્યો ?...બાકીનો સઘળાના અન્તઃકરણ ત્હને હૃદયપૂર્વક તિરસ્કારે છે...તિરસ્કારે છે શું ! ત્હારો વિનાશ વાંછે છે. ત્હારૂં મૃત્યુ જેમ બને તેમ વ્હેલું આવે એમ પરમાત્મા પ્રતિપ્રાર્થના કરવામા આવે છે. "

" ત્હારી મનઃકલ્પિત વાર્તા છે "

" તો પંજાબના સઘળા લોકને એકઠા કર અને જુલ્મના ડર થી ભય પામતાઓને કહી દે કે તારા તરફથી લેશ પણ શિક્ષા કરવામા આવશે નહિ ને પછી પૂછ કે સઘળા કહોકે ચન્દુશાહને ત્હને હૃદયથી સત્કારો છો કે કેમ ? આ પ્રમાણે તું પૂછજે ને પછી જો કે શું જવાબો મળે છે ! એક પણ વ્યક્તિ એવી બહાર નહિ પડે કે જે એમ ખુલ્લા દીલથી કરી શકશે કે: " હા. હું ચન્દુ શાહને અંતર પૂર્વક સત્કારૂં છું. "

" એવી પંચાત કરવાની મ્હને ફુરસદ નથ . બોલ મ્હારી પાને મારી માગીને આ યંત્રણામાથી હમેશને માટે મુકત થાવું છે કે હમેશા માટે બંદીવાન રહેવા જેવું કરવું છે ?"

" કેટલીક વખત મ્હારે કહેવું ?"

" છેલ્લી વખત કહી દે ! પછી હું મ્હારૂં મન ધાર્યું કરીશ. "

" ત્હારાથી થાય તેટલો જુલ્મ શાહી કરી લે...તારા જેવા પાપી માણસને અર્જુન દેવ જેવો સેંકડો બલ્કે હજારો શિષ્યોનો ધર્મ ગુરૂ કદીપણ હાથ જોડશે નહિ !"

" ઠીક...કાલથી જે યંત્રણા ભોગવવી પડે તે મ્હારી મારી

નહિ માગવાના પરિણામ રૂપે માની લે જે...લે, હવે હું જાઉં છું ?"

"હરકત નહિ."

ચન્દુશાહ, એક ક્રોધ ભરી દૃષ્ટિ અર્જુન દેવ તરફ ફેંકીને ભોયરાની બહાર નિકળી પડયો.

અર્જુનદેવ ચન્દુશાહના રાક્ષસી સ્વભાવ ઉપર વિચાર કરવા લાગ્યો એના જેવો એક પણ નર રાક્ષસ દુનિયા ઉપર હસ્તી ધરાવતો હશે નહિ એમ તેણે મન સાથે નકકી કર્યું. જયારે તે ઉદાસ ચ્હેરે ચન્દુશાહના જુલમનો વિચાર કરવા લાગ્યો ત્યારે એ ભયાનક ભોયરાના ગુહાઓમાં છુપાયલો આરામ જગતનો અંધકાર ભયાનક સ્વરથી ભયંકર ગીત ગર્જના ગાઈ રહ્યો હતો !



## પ્રકરણ અગીયારમું.

### ગુરૂશિષ્યની મુલાકાત.

જ્યારે રામચંદ્ર જેલની બહાર નિકળ્યો ત્યારે ત્હેને વળગી પડેલા શિખસોકોને તેણે અર્જુનદેવનો સંદેશો અક્ષરે અક્ષર કહી સંભળાવ્યો

સઘળા નારાજ થયા. ગુરૂને પૃછવાજ ન ગયા હોત તો સારૂં હતું એમ સૌ કોઇ ઊદ્‌ગાર કાઢવા લાગ્યા.

ગુરૂની આજ્ઞા તોડવાની હિમ્મત કોઇની પણ ચાલી નહિ

ત્હેમનો સત્વર છુટકારો થાય એ માટે સઘળા સર્વેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યા.

દરરોજ જેલની દિવાલો પાસે માણસોની મેદની જામતી હતી ત્યારે દિવાલોની અંદર પુરાયલો અર્જુનદેવ હસતો હસતો આંટા મારતો ઉદ્‌ગાર કાઢતો હતો:

" અહાહા ! આત્મ બલીદાન આપવાનું પુણ્ય ભાગ્યશાળી માણસોનાજ નસીબમા હોય છે ! "

દિવસોપર દિવસો વીતવા લાગ્યા અને આ. અર્જુનદેવનું શરીર ક્ષીણ થતું ચાલ્યું. ખાવાનું કયારેક મળતું તો કયારેક નહીં મળતું અર્જુન દેવની આંખો ઉંડી ઉતરી ગઇ અને ચ્હેરાની તેજસ્વીતા ધીમે ધીમે ઓછી થતી ચાલી.

એક દિવસ ત્હેમના શિષ્ય રામચંદ્ર પુનઃ ત્હેમની મુલાકાત લીધી એ વખતે અર્જુન દેવનું શરીર જોઇને તેઓ રડી પડયા. અર્જુન દેવે તેને શાન્ત પાડયોને પછી કહ્યુ:

" આ ક્ષીણ ભંગુર દેહ ઉપર આટલી મમતા ! "

રામચંદ્ર કાંઈપણ બોલ્યો નહિ. તેની નજર સ્હામે ત્હેના ગુરુદેવનું શરીર હાડપીંજર સરિખડું તરવરતું હતું.

ઘણીવારે રામચંદ્ર રડતો બંધ થયો ને પછી બોલ્યો.

" ગુરુદેવ ! "

" શું ! "

" આમ ક્યા સુધી રીબાવું છે ? "

" જીંદગીની દોરી જ્યાંસુધી લંબાતી રહેશે ત્યા સુધી. "

" આખી જીંદગી શું અહિંજ–આ ભોંયરામાંજ વીતાવવી છે ? "

" હા. "

" શામાટે ? શું આપને છોડાવનાર કોઈ નથી ? "

" પણ મ્હારે છુટવુંજ કયા છે ? "

" ગુરૂ ! એ હઠાગ્રહ હવે અમ્હે ચાલવા દેશું નહિ. "

" એટલે ? "

" હું બહાર નિકળીને સઘળા શિષ્યોને એકત્ર કરીશ... "

" ને... "

ને આપની હાડપિંજર જેવી બનેલી સ્થીતિની વાત કરીશ. "

" એથી શું ? "

" ને પછી સઘળાને ઉશ્કેરીશ. "

" એમ ઉશ્કેરવાનું કારણ ? "

" આપને છોડાવવા માટે ! "

" રામચંદ્ર ! તું યે મગજ મારીજ કરે છે ને ? "

" કેમ ? "

" મ્હેં કેટલી વખત કહ્યું કે મ્હારે ત્હમારા પ્રયત્નથી છુટવું નથી. "

" ત્યારે ? "

" પરમાત્માની ઇચ્છા થશે ત્યારે......"

" ત્યાર પહેલાં નહિ ?... ધારો કે અમ્હે જેલની દિવાલો તોડી પાડી તો ? "

" તો એજ વખતે મ્હારા જીવનની દિવાલો કદાચ તુટી પડે ! "

" એટલે આપ એમ કહેવા માગો છો કે આપની આવી સ્થીતી જોયા છતા અમ્હે ચુપ રહીએ ? "

" હા. હું એમજ કહેવા માગું છું "

" પણ ગુરૂદેવ ! શું વાંધો છે અમ્હે બંડ ઉઠાવી એ તો ? "

" આપણા જીવનમા કલંક લાગે. "

" એમા કલંક લાગવા જેવું કશુંજ નથી. "

" પણ ત્હને લાગે છે. "

" એક પણ શીખ સુખે સુઇ શકતો નથી કે સુખે ખાઇ શકતો નથી ત્હેની આપને ખબર છે ? "

" શામાટે શીખ લોકો સુતા નથી ? ખાતા નથી ? "

" પોતાના ધર્મગુરૂ જેલમા સડતા હોય એ વખતે અમ્હારાથી—જે શિખ કહેવડાવે છે તેનાથી કદીપણ સુખે સુઇ શકાશે નહિ. જ્યારે ત્હમને ખાવાનું આપવામાં આવતું નથી ત્યારે અમ્હારાં પેટ અનાજ ને કેમજ સંઘરી શકે ?... "

શિખ સમુહની ખરેજ એવી સ્થીતિ છે. ?

હા. ને તેથીજ હું આપને વિનતિ કરૂં છું કે અમ્હને બંડ ઉઠાવવાની રજા આપો.

એવી રજા મ્હારાથી નથી આપી શકાતી.

રામચંદ્ર રોઈ પડયો. અર્જુનદેવ ન્હેને રડતે, અટકાવવાના ઉદેશથી આ પ્રમાણે કહ્યું:

રામચંદ્ર એક ન્હાના બાલકની પેઠે આમ રડવુ તે એક શીખ બચ્ચાને યોગ્ય છે ?

યોગ્ય તો નથી.

ત્યારે ?

પરાણે રડી જવાય છે ?

" ચાલ, આત્મસંયમ કરને મ્હારી સાથે ભજન ? "

રામચંદ્ર શાન્ત થયો ને અર્જુનદેવે નીચેનું લલકારવા માંડ્યું ગુરૂશિષ્યના સંયુક્ત સ્વર અવાજથી ભોંયરાને અંતર ભાગ ગાજી ઉઠયો.

પૂરણાનંદ સ્વામી સર્વાંગે શોભી રહ્યારે !
વ્યાપક અગમ અગોચર બોલ્યાથી છે બાજ.
બોલે બોલાવે પ્રેરક થઈ પડદે રહ્યા રે;
એના હુકમ વડે કોટીક થાયે કાજ......પૂરણાનંદ.

—સાખી—

સતગુરૂ સમરથ હોય ભલો તેવો શિષ્ય સુજાણ,
ત્યારે પ્રેર પ્રીછી શકે ગતગુંગા કેરી સાન.
વાલે વેણુ વગાડી સાન કરી સમજાવ્યારે:
ચાલી કામ ક્રોધ તજી કુળતણી મરજાદ;
એકા એક પ્રિતમ ઓચીંતા આવી મળ્યારે
ત્યા નહિ કરમ ભરમને પખા પખીનો ભેદ. ...પૂ

—સાખી—

જીવ હરિ કર્તા નહિ, કરતા સ્હેજ સ્વભાવ,
દવ લાગ્યો રવિજ્યોતસેં બીન ઇચ્છા બીન ભાવ
ત્રણે પાંચ મળી પેસારો પ્રકટ કર્યો રે;
સંખ્યાતત્વ જોતા અઠ્ઠાવીશ ગણાય:
ત્હેનીપર રહે તેને નેતિ નિગમ ઓચરે.
એવા આતમ બ્રહ્મ તે અનુભવથી જણાય...૯.

—સાખી—

ગેબી આવ્યા ગેબસેં અદા લગાઇ એષ.
ઉલટ સમાયા ગેબમા મીટગઇ સારી એખ.
અરૂપી નામ રૂપને ગુણ થકી ન્યારો ન્હોારે
અનામી અખંડાનંદ અવિનાશ;
સતગુરૂ સુરજરામે કરૂણા કરી સમજાવ્યું રે.
સદા સાહેલી કહે પરમગીરદાસ...પૂર્ણાનંદ.

ભજન પુરૂં થયું. બન્ને—ગુરૂ શિષ્યના હૃદય ભક્તિભાવથી ઉભરાયા.

અર્જુનદેવ બોલ્યા:

" રામચંદ્ર ! પરમગીરદાસે કેવું સરસ ભજન બતાવ્યું છે ? "

"...કે ન પૂછો વાત ? "

" આવા આવા સરસ ભજનો બોલાવાની એકાંત પ્રભુ કૃપાએ મને મળી છે. ને તેમાટે જેમ હું પરમાત્માનો આભાર માનું તેમ ત્હમારે યે પણ પરમાત્માનો આભાર માનવો જોઇએ. પરન્તુ ત્હમે તો બંડ ઉઠાવવાની વાત કરીને મ્હને વિના કારણ દુ:ખ આપો છો ? "

" પણ અમ્હારાં હૃદયો હાથનથી રહેતાં એટલેજ અમ્હે બંડ ઉઠાવવાની આગ્રહ યુક્ત પરવાનગી માગીએ છીએ. "

"બંડ ઉઠાવીને ત્હમારે મ્હને કેદ મુક્ત કરવો છે, કેમ ? "

" હા. "

" પણ હું એવી રીતે છુટો થવા માગતો નથી. એટલે ત્હમે બંડ ઉઠાવો તોયે એ ને ન ઉઠાવો તોયે એ ! "

રામચંદ્રે વધારે વધારે આગ્રહ કરવો છોડી દીધો ને ગુરૂવચના ચરણમાં આદર પૂર્વક પ્રણામ કરીને પછી તે ભોંયરા બહાર નિકળી ગયો.

બહાર શિખ લોકો ત્હેના આવવાની રાહ જોઇ રહ્યા હતા તે રામચંદ્રને જોઇને એકદમ ત્હેને ઘેરી વળ્યાને સગળી હકીકત શ્રી રામચંદ્રે અર્જુનદેવનો સંદેશો કહી બતાવ્યો કે આપણે હજીયે શાન્ત તપશ્ચર્યા કરવી એમ ગુરૂજીએ કહાવ્યું છે. "

ત્વરાના મ્હોં ઉદાસીન થઇ ગયા.



## પ્રકરણ બારમું.

---

### " ધમકી અને ત્રાસ "

---

અર્જુનદેવ એ અંધકારાછિત ભોંયરામા બેઠા બેઠા આનંદપૂર્વક ભજન ધુનમા તલ્લીન બની ગયા હતા.

ભક્તિથી ભૂલ જાય ભાગી, વીરાજી
મ્હારા, ભક્તિથી ભુલ જાય ભાગી;
ગુરૂ સાચા મળે સોહાગી...વિરાજી !
અનેક જન્મ તું ઉંઘી રહ્યો છે, જીવડા; તું જોને જાગી.
આ અવસર છે હરિ ભજવાનો, મુક આળસ અંધ અભાગી.
વિરાજી !
જતો થયો પણ જુક્તિ ના જાણી મુક્તિ રહી આઘી,
સાચા પારસ શું પ્રીત નથી કરતો શીદને કરે છે ધાગાધાગી.
વિરાજી !
લાલ્ડુ ટીલું તાણ્યુંને જ્ઞાન નથી જાણ્યું, થઇને બેઠો છે વેરાગી
પાખંડી પુરોને રહ્યો અધુરો ખાધા ભીખના ટુકડા માગી. !
વિરાજી ?
માયાના ફંદમા શું ફુલ્યો ફરે છે, ઠાલી ઠકરાઇ નાગી !
કાળ ક્રોધી ક્રોધની લાજ નહિ રાખે રહીછે આઠ પહોર નોબતવાગી
વિરાજી
થઇને બેઠા છે મોટાને ચાલ ચાલે ખોટા થયા તત્વ જાણ્યા
—વિના ત્યાગી !

સંતોનો મારગ છે અતિ સૂરો હંસણીની ન થાય કાગી...
......વિરાજી !
ધરી બેઠો ભગવાને લોકોને ઠગવા ગાવા શીખ્યો છે વર્ણરાગી !
બોલે બોલે સંતનાને ચાલ ચાલે ચોરની,
જેવી વેશ્યા કરે વરણાગી.. ......વિરાજી ?
ભજન કરો ભાવે અવસર નહિ આવે,
જેને રામનામ લેહ લાગી ?
સતનામ સમજે સુરજરામ કહે છે, રહો આઠ પહોર અનુરાગી ?
......વિરાજી !

બીજું ભજન નીચેનું ગાયુ:
જુઠ છે જુઠ છે જુઠ છે રે, હરિનામ વિના સૌ જુઠ છે ?
સમજ્યા વિના સાધુ થઇ બેઠારે, મનની માથાકુટ છેરે ?...
જોગી થઇ જટા વધારીરે, ભાગ ઘુંટયાની ઘુંટછેરે......હરિ.
સતગુરૂ શરણે જતા સુલભ થાશેરે ?
જેમ આદાની સુંઠછેરે ?...હરિ.
જતી થઇને જાદુ રાખેરે કાળાભૈરવની મુઠ છેરે ?
બ્રાહ્મણ થઇને ભેદના જાણેરે ?
વનવગડાનું ઉંટ છેરે ?...હરિ
સત સાગરમા મોતી નીપજેરે ! જેમા નીર અખુટછેરે ?...હરિ.
સુરજરામ કહે સાચી વસ્તુરે ! વિવેકમા વૈકુંઠછેરે !
હરિનામ વિના સૌ જુઠ છે.
ભજન પવનની લ્હેરમા અર્જુનદેવની હૃદય મંજરિ હિલ્લોરે ચ્હડી.
ભોયરામા ઉભરાતું અંધારૂં પણ ભજન ગાનમાં નાચવાને
કુદવા લાગી પડ્યું....

તે આ પ્રમાણે ભજન ગાતો હતો ત્યાં વિલાસ આવી. આવતાં વંતજ તે બોલી:

" કાં વિચાર કાંઈ બદલાય છે ? "

" અર્જુનના વિચાર એકજ હોય છે ?"

" નહિજ બદલો ત્હમારો એ વિચાર ?

" ના. "

અંતસુધી અવળાજ રેહેવાનો કર્યો છે નિરધાર ?

" હા. ?

ભોયરામાં ગોંધાઈ રહેવું ગમે છે ?

ત્રણાજ આનંદ પૂર્વક.

બહાર નીકળવાનું મન થાય છે કે નહિ ?

એ પ્રશ્ન પૂછવાનું પ્રયોજન ?

જો બહાર નીકળવાની ઈચ્છા હોય તો હુ બાદશાહને સ્હમજાવું.

મ્હારા પ્રતિ એવી સારી લાગણી છે ?

લાગણીથી પ્રેરાઇને હું બાદશાહને સ્હમજાવવા માગતી નથી.

ત્યારે ?

મ્હારી યાચનાનો સ્વીકાર કરોતોજ હું બાદશાહને સ્હમજાવવું !

અબુધ ઓરત ? ત્હને નર્કમાં પણ સ્થાન નહિ મળે !

સ્વર્ગ નરક કોને જોયા છે !

શાસ્ત્રો કહે છે.

એ બધા ગપ-ગોળા સ્વર્ગ કે નરક એમાનું એક પણ હોય એમ હું માનતી નથી.

ત્યારે પ્રાણીઓ મરીને કયા જતા હશે ?

એવા ઉંડા જ્ઞાનમા હું ઉતરી નથી.

વિલાસ ? સ્વર્ગ છે અને નરક પણ છે. સત્કર્મનો કરનારને મરણ ને સ્વર્ગ મળે છે. ને દુષ્કૃત્યના કરનારાને જીવતાં તે નરકની પ્રાપ્તી થાય છે.

એ બધો મીથ્યાત્વીઓને ઉપજાવી કહાડેલો વ્હેમ છે ?

ત્યારે પરમાત્મા પણ......

અર્જુન ? મ્હારે ત્હમારી જ્ઞાન ફિલસુફી સાંભળવી નથી. મ્હને તેટલો અવકાશ નથી. હું તો તમારો વિચાર હવે બદલાયો છે કે નહિ તે જાણવા માટેજ અહિં આવી છું.

મ્હારો વિચાર એનો એજ છે. અને જીંદગી સુધી એજ રહેવાનો.

નાહકજ કષ્ટને આમંત્રણ આપો છો.

હરકત નહિં કષ્ટ ભોગવ્યાથીજ આત્મગૌરવ દીપી નીકળે છે.

પીડાઓ હજીયે આ ભોંયરામાં.

એમ કહીને વિલાસ અદૃશ્ય થઇ ગઇ. અર્જુનસિંહની જગ્યાએ જો બીજો કોઇ હોત તો આટલા કષ્ટ, ધર્મને પવિત્રતાની રક્ષા માટે ભોગવત કે કેમ એ શંકા સ્પષ્ટ વાર્તા છે.

અર્જુન ધીમે પગલે ભોંયરાના અંદરના ભાગમાં ફરવા લાગ્યો. ઘણા મજબુત પત્થરોવડે એ ભોંયરાને બનાવવામા આવેલુ હતું. એક પણ પ્રકાશકિરણ એ ભયાનક ભોંયરામા પ્રવેશ કરવાના વિચારથી ભોંયરાના પત્થર પાસે આવે તો પત્થરનો તમાચો વાગતો હતો ને તેથી પ્રકાશના અભાવે એ ભોંયરામાં જે અંધકાર વ્યાપી રહ્યો હતો તે અંધકાર અર્જુનસિંહને ઘેરી વળ્યો હતો.

પણ તેના અંતરમાં અજવાળું હતું ને તેથી એ બાહ્ય અંધકાર તેને કશી હરકત કરી શકતો હતો નહિ.

ઘણીવાર સુધી વિલાસની અધમતા પર નિઃશ્વાસ મૂકતા અર્જુનદેવ ભોયરાની સપાટીપર ફરવા લાગ્યા.

ભોયરાની દિવાલો શબ્દ સુની ઉભી હતી.

અર્જુનદેવના વદન ઉપર જે દૈવાશી તેજ પ્રકટતું હતુ તેનાથી તેઓ અંદરના અંધકારનું ઉંડાણ માપી શકતા હતા

   

કેમ અર્જુનદેવ ?

વળી કોણ આવ્યુ ?

ચન્દુશાહ

આ...વવાનું કારણ ?

એજ...હવે માફી માગી શકે ?

હવે કાંઇ અર્જુનદેવ બદલાઇ ગયા છે કે માફી માગે ?

આટ આટલી પીડા સહ્યા છતા હજી એજ વિચાર સેવતા છે ?

આ પીડા તો શું છે, ચન્દુશાહ કદાચ શરીરને વીંધીને ચાવણી કરી નાખવામા આવે તોયે સ્વત્વ ગુમાવવા જેવું કાર્ય અર્જુનદેવથી થઇ શકેજ નહિ.

હજીયે ગુમાન છે.

મ્હારા આત્મગૌરવનું મ્હને અભિમાન છે

એ અભિમાન ચાલ્યું જશે.

એ મિથ્યા બકવાદ છે.

અર્જુન ! અર્જુન ! શામાટે દુ:ખ ભોગવે છે? માગ ને ફી—એક માફી માગને હું ત્હને છુટા કરી મુકું

આ દેહ આ ભોયરામાંજ પડે તો ભલે પડે પણ...

પણ ?

પણ અર્જુનદેવ માફીના શબ્દ બોલવાનો નથી

આ ગુમાનને અભિમાન ક્યાં સુધી ચલાવીશ ?

જીંદગીના અંત સુધી.

આજેજ ત્હારી જીંદગીનો અંત લાવું તો ?

તો શી ચિન્તા છે ? આ ક્ષણ ભંગુર દેહની મ્હને કશીયે મમતા નથી, સમજ્યો ચન્દુશાહ !

ચન્દુશાહ બિચારો ચુપ થઈ ગયો. ને કાંઈપણ બોલ્યા ચાલ્યા વિના ગુસ્સાભરી મુદ્રાએ ત્યાંથી વંજો માપી ગયો.

અર્જુનદેવને મન આ ઘડીઓનો કાંઇ હિસાબ ન હતો. દેહની ક્ષણભંગુરતાને આત્માની અમરતા તે બરાબર રીતે સહમજી શક્યો હતો. ને તેથી ક્ષણભંગુર વસ્તુનો નાશ થઈ જાય તો તે માટે તેને કશીપણ ગ્લાનિ કિંવા વિષાદ થાય એમ હતું નહિ.

ત્હેના વદનપર હંમેશા હર્ષનીજ છટા તરવરતી હતી.

ચન્દુશાહ ગયો ને ત્હેના વદનમાંથી નીચેના ઉદ્દગાર સરવા લાગ્યા

ગરીબ બિચારો ચન્દુશાહ માફી મંગાવવા માગે છે ? ત્હેને ઓછીજ ખબર છે કે અર્જુનદેવનું હૃદય મહાન્ છે મહાન્ હૃદય કદીયે પાપાત્માની માફી માગે.

આ પ્રમાણે ઉદ્દગાર કાઢતો તે ભોંયરામાં ફરતો હતો ત્યાં અંધકારનો અવાજ તેના કાનપર પડ્યો ને તે નીચે જમીન પર બેસી ગયો.

વિલાસની નીચતાનું ચિત્ર તેમની નજર સન્મુખ તરવરવા

લાગ્યુ. ચન્દુશાહની અમલશાહી કહો કે જુલમશાહી તેના કાન આગળ જોર શોરથી ગણુગણુવા લાગી.

થોડીવાર આરામથી બેઠા પછી તેઓ ફકત્યાને ભોયરામા ફરવા લાગ્યા. કૃષ્ણ નામની ધુનમા તેઓ મસ્ત બની ગયા ને અંધકારનો પીછોડો તેમના દેહની આસપાસ ફરફરવા લાગ્યો

અહા ! અર્જુનદેવના હૃદયની કેટલી પવિત્રતા ? આત્માની કેટલી ભવ્યતા ? ધર્મ, સત્ય, પુણ્ય માટે કેટલો આત્મભોગ ! સત્ય અને ધર્મની રક્ષા ખાતર અપાતું એ કેવું આતમ બલિદાન ?

વાચનાર ? એક આતમબલિદાન ઇતિહાસના અમ્મર પાનામા અમરપણે અંકાય એમાં શું આશ્ચર્ય ?



# ઉપસંહાર.

પાણીમા એક મુડદું તરતું હતું. ખલાસીએ તે જોયું ખેંચીને કીનારા પર આણ્યું. જોત જોતામા માનવમેદની ઉભરાણી

મુડદા ઉપરનું કપડું દુર હઠાવીને જોતાજ સઘળાન. હૃદયમાથી ધગ ધગતી વરાળ નીકળી. આખોમાથી આસુનો ધોધ વહેવા લાગ્યો.

એ મુડદાને રોમ રોમ કાટા ભરાવ્યા હતા. અને બન્તે નેત્રો કાઢી નાખ્યા હતા. એકાએક અવાજ આવ્યો.

આતો અર્જુનદેવ!...ગુરૂ અર્જુન દેવ!

વાચનાર!

સદાચાર અને તપશ્ચર્યાની સાક્ષાત્ મુર્તિ અર્જુનદેવના સઘળા પિશાચોએ મળીને આ દશા કરી! વિક્રાળ વનિતાનો તેમા મુખ્ય હાથ હતો એમ કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે.

ઓ! વિલાસ! વિલાસ! આ પાપ લઈને તું કયા જશે? અર્જુનદેવ જેવા પુણ્યાત્માને આ દશાએ પહોચાડતા પહેલા ત્હારોજ વિનાશ કેમ ન થઈ ગયો?

અને ઓ જુલમની જહાગીરી ચલાવનારા કુર ચન્દુશાહ? અર્જુનદેવની અંતે આવી દુર્દશા કરી? ધિઃક્કાર હો' એકવાર નહિ પરંતુ લાખવાર ધિઃક્કાર હો ત્હારા જેવા નર પિશાચના નામ પર.

અર્જુનદેવના શબને જોઇને સઘળા રડી પડયા.

રડતી આંખે ને બળતા જીગરે શીખ લોકોએ પોતાના ધર્મ ગુરૂ અર્જુનદેવનો અગ્નિ સંસ્કાર કર્યો.

જ્યારે અર્જુનદેવના શબને અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો ત્યારે વિકરાળ વનિતા વિલાસ મનમા બરબડી રહી હતી,

હે અર્જુન ! મ્હારા તિરસ્કાર કિંવા અપમાનનો આ બદલો.

અર્જુનદેવનું ક્ષણભંગુર કલેવર અગ્નિદેવે ભસ્મ કરી નાખ્યું; પરન્તુ ત્હેમની અમર કીર્તિ અદ્યાપિ પર્યંત ઈતિહાસના પાનામા એવી તો ઝળહળી રહી છે કે સાધારણ માણસથી ત્હેનું તેજ ઝીલી શકાતું નથી.

  

સઘળા ધર્મ પ્રેમી સજ્જનાને આવીજ રીતે આત્મ બલિદાન આપવુંજ પડે છે. જે માણસ સદાચાર અને સતકર્મમય જીવન ગાળવા ધારે છે તે માણસ કદીપણ કષ્ટ અને ત્રાસથી ડગતો નથી જે ત્રાસ કિંવા ડરથી ડરે છે તે માણસ ઉંચ કોટીનો હોતો નથી. હોઇ શકતો નથી.

અર્જુનદેવ સાધારણ ન હતા. અસાધારણ હતા. તેમની રગેરગમાં ધર્મ ઓતપ્રોત થઇ ગયો હતો

પાપનો પંથ પુણ્યાત્માના પગલા વડે કદી પણ ચગદાતો નથી. ને સાથેજ એ કહેવાની લાલચને માન આપીએ છીએ કે પુણ્યનો પંથ પાપાત્માના પગલા વડે ચગદાતો નથી.

  

એ દાખલા રહ્યા આ વાર્તાના પાત્રોના.

અર્જુનદેવ પુણ્યાત્મા હતા. પાપના પંથે પ્રયાણ કરે તે પહેલા ત્હેમનો અમર આત્મા હવામા ક્યાએ ઉડી જાય.

તેવીજ રીતે ચન્દુશાહ પાપાત્મા હતો. પુણ્યના પંથે પ્રયાણ ત્હેનાથી થઇજ કેમ શકે ?

ને વિલાસ ! ને જે ખરેખર વિક્રાળ વનિતા હતી. તેણે કેટલા પાપકૃત્યો કર્યાં.

હિન્દુત્વ ખોયુ:

શિયળ લુંટાવ્યુ

ને ધર્માત્માને ત્રાસ અપાવ્યો.

આ પાપત્રિપુટી ત્હેના જીવન ગ્રંથમા કાળા અક્ષરે ચીતરાઇ ગઇ ને તેથી ત્હેનો અંત કેવી દશામા થયો હશે ને મૃત્યુ પછી પરમાત્માએ ત્હેને કેવી ભયાનક શિક્ષા કરી હશે તેનો ખ્યાલ વાચનાર મહાશયોએ જાતેજ કરી લેવો.

   

આ વાર્તાનું મુળ કાઇક ઐતિહાસિક છે એમ મ્હારૂં માનવું છે. ને તેમાં કલ્પિત પ્રસંગો ઉમેરી વાર્તાને લંબાવવાને રસિક બનાવવાનો બન્યો તેટલો પ્રયાસ કરવામા આવ્યો છે. આ પ્રકારની વસ્તુ ગુંથણી કરવામા કદાચ ઇતિહાસને ઝાખપ આવી હોય તો તે દર ગુજર કરવી જોઇએ; કારણ કે કલ્પિત પ્રસંગો ઉમેરતા ઇતિહાસ કાઇક ગૌણ પડીજ જાય !

આ વાર્તા મ્હારી પીસતાળીસમી કે પચાસમી કૃતિ છે. લખાણ શૈલી જેમ બને તેમ સાદી અને સરળ રાખવાનો પ્રયાસ સેવવમા આવ્યો છે તે એટલા માટે કે મોટું ભણેલો વર્ગ પણ રહેલાઈપૂર્વક વાચે અને સહમજી શકે !

જો આ વાર્તા કોઈને પસદ પડે તો મ્હારે તે માટે મગરૂરી લેવી રહી. અગાઉ બહાર પડેલી મ્હારી વાર્ત્તાઓ પૈકી થોડીએક વાર્ત્તાઓ જનસમાજને રૂચી છે ને તેથી હુ મગરૂર બનું છું તે એમ જણાવીને કે મ્હારી એ વાજબી મગરૂરી માટે કોઈએ કાઈપિણ ખોટુ લગાડવાનુ નથી !

અન્તમા પરમ કૃપાળુ પરમાત્માને પ્રાર્થના કરવાની તક લેવામા આવે છે કે ત્હેં અમત આત્મા જ્યા હોય ત્યા શાતિ અને આનન્દને પ્રાપ્ત કરે !

સદાચારની મૂર્તિ, ધર્મની પ્રતિમા નીતિનો મહાસાગર અને પુણ્યના પર્વત સમા મહાન્ આત્મા શ્રી અર્જુનદેવના ધર્મ અને પવિત્રતાની વેદી ઉપર અપાયલા આત્મબાલદાન—કુરબાનની કથા અહિં સમાપ્ત થાય છે હરિ ઇચ્છાએ સઘળું થાય છે એવા વિશ્વાસ-મા—શ્રદ્ધાસા અર્જુનદેવે પોતાનુ નામ અમર અક્ષરે અંકાય એવી રીતે ત્રાસ અને જુલ્મની સ્હામે શાતિ જાળવીને આત્મા બલિદાન આપી દીધુ એ પવિત્ર પ્રાણ આજે અમર લોકમા મ્હાલતા હશે, તેમની કુરબાનીની કથા આજે હર્ષભેર આ લેખાય છે ! ને " હરિ ઇચ્છા " ને આખુ જગત આધિન વર્ત્તે છે એટલું કહીને આ કથા સમાપ્ત કરવામા આવે છે ! ॐ शान्ति !

' જે સત્ય ધર્મ અર્થે...નિજ પ્રાણ ભોગ આપે !
" નીતિ પવિત્રતાદિ......જે દીવ્ય દીલ વ્યાપે !
" એવા મહાપુરૂષની......કીર્ત્તિ પ્રભા અમર હો !
' સૌ પ્રાણીઓ જગતના...નીતિ પંથે વિચરશો !
" છૂરી પડે ગળામા......ધડ-શિર થાય જુદા !
પણ ધર્મ ન ત્યજાતા......રાજી થનાર મુદા !



# વાંચવા લાયક પુસ્તકો.

| પુસ્તકો | રૂ. આ. |
|---|---|
| કુમતું વ્હાણુ | ૪–૦ |
| આસામપર હલ્લો | ૧–૪ |
| મહાત્માજીના ખાનગી પત્રો | ૦–૬ |
| પારસમણી (પારસસંગ્રહ) | ૩–૦ |
| રણછોડલાલનું જીવન ચરિત્ર | ૩–૦ |
| સંસાર | ૧–૮ |
| આદર્શ ગ્રહસ્થ [જાપાનીસ જાસુસ] | ૨–૪ |
| બ્રહ્મ કર્મ | ૧–૪ |
| દ્વિજ કર્મ | ૦–૨ |
| વેદાન્ત સમુચ્ચય | ૨–૮ |
| સદાચાર સમુચ્ચય | ૨–૮ |
| સ્તોત્ર સમુચ્ચય | ૦–૬ |
| સચિત્ર મણિકાન્ત મોહું | ૪–૦ |
| અમર ચરિત્ર ચાર ભાગ દરેક ભાગના | ૩–૮ |
| આપણો ધર્મ | ૪–૦ |
| રાષ્ટ્રીય ગીત | ૧–૦ |
| હિન્દ સ્વરાજ | ૦–૪ |
| રાષ્ટ્ર કીર્તન | ૦–૩ |
| સ્વદેશ ગીત | ૦–૧૨ |
| સોર્ટ સેન્ટેન્સીઝ | ૦–૪ |
| જ્ઞાન ચિંતામણી | ૨–૮ |
| જાદુઈ ફાનસ | ૦–૮ |
| સુવાસીની રસલા | ૦–૧૨ |
| ઇન્દુ કુમારી | ૧–૮ |
| સગુણ સુંદરી | ૨–૮ |
| બાપારાવ | ૨–૮ |
| ગંગાકૃષ્ણ પરમહંસ | ૬–૦ |
| વિવેકાનંદ જીવનચરિત્ર | ૩–૮ |
| દક્ષિણનો વાઘ | ૩–૦ |
| કૈલાસ માનસરોવર | ૨–૮ |
| પંચાસરનો જયશીખરી ભાગ ૧ | ૩–૦ |
| ” ” ૨ જો | ૩–૦ |
| બેકનના નિબંધ | ૦–૬ |
| શારિરીક માનસિક શિક્ષણ | ૦–૬ |
| સંગ્રામ ક્ષેત્ર | ૨–૦ |
| ધર્મ બિંદુ | ૨–૦ |
| નાશીક (પંચવટી)યાત્રા | ૦–૧૨ |
| વિચિત્ર પ્રેમપંખીણી | ૩–૮ |
| ગુલસાના | ૧–૮ |
| ગુલામી વેપાર ભાગ ૧ લો | ૧–૧૨ |
| ” ” ૨ જો | ૧–૧૨ |
| માયાનો બજાર ભાગ ૧ લો | ૨–૮ |
| ” ” ૨ જો | ૨–૮ |
| સચિત્ર વેણાવેલી ૧ લો | ૦–૧૦ |
| ” ” ૨ જો | ૦–૧૦ |
| સચિત્ર રાજ કઠીઆરો | ૧–૦ |
| બે ભાગ ભેગા | ૧–૪ |
| સચિત્ર સતિ દ્રૌપદી નોવેલ ૧ લો. | ૦–૧૦ |
| ” ” ૨ જો | ૦–૧૦ |

| | |
|---|---|
| સચિત્ર મીરાબાઈ ૧ લો | ૦–૧૦ |
| " " ૨ જો | ૦–૧૦ |
| સચિત્ર મદાલસા ચરિત્ર | ૦–૮ |
| સચિત્ર ડાકુની દીકરી | ૦–૮ |
| પ્રપંચી પતિવ્રતા યાને ભોળો ભરથાર | ૦–૪ |
| ડાહ્યા કે દીવાનો | ૦–૩ |
| સચિત્ર મહાસતી દમયંતી | ૦–૪ |
| શ્રી સતિસુલક્ષણા સચિત્ર | ૦–૪ |
| ખુબ સુરત ગાયનો | ૦–૬ |
| બાદશાહ બીરબલ | ૦–૮ |
| લાલ હીરો | ૦–૮ |
| રાષ્ટ્ર કીર્તન | ૦–૩ |
| ખુબ સુરત ગઝલ | ૦–૧૪ |
| સચિત્ર સત્યવાન સાવિત્રી ને | |
| સિધ્ધરાજ અને જસમા ઓડણ | ૦–૫ |
| ભયંકર ભુતાવલીનો ગેબી ચમત્કાર | ૦–૮ |
| સચિત્ર સત્સંગ ભજનાવલી ગ્લેજ કાગળ–પાકું પુંઠું | |
| સોનેરી બાયન્ડીંગ, | ૧–૮ |
| ઓખાહરણ | ૦–૬ |
| એકાદશીની કથા | ૦–૬ |
| સચિત્ર રામલીલા ૧ લો | ૦–૧૦ |
| " " ૨ જો | ૦–૧૧ |
| બે ભાગ ભેગા | ૧–૮ |
| સચિત્ર મોટું તુલસીકૃત રામાયણ | ૬–૦ |
| ગીરધર કૃત રામાયણ | ૪–૦ |
| શુધ્ધ કાવ્ય દોહન ૧–૫ભાગ | ૧–૮ |
| સુડા બહોતેરી | ૧–૮ |
| ગુજરાતી ભાષાનુ પચીકરણ | ૧–૮ |
| શોભના યાને સુધામય સંસાર | ૦–[illegible] |
| સચિત્ર પિચાશ પ્રતિમા યાને ભક્ષક કે રક્ષક? | ૦–૮ |
| હલકા કાગળમા | ૦–૧૨ |
| ચંડીપાઠ સટીક | ૧–૮ |
| પંચરત્ન ગીતા | ૧–૧૨ |
| સચિત્ર સત્યનારાયણની કથા (બે ચિત્રો સાથે) | ૦–૪ |
| પ્રિતમની વાણી | ૦–૧૨ |
| અદ્ભુત ઇંદ્રજાળ | ૦–૧૨ |
| એકાદશીની કથા પાના | ૧–૦ |
| " ચોપડી | ૦–૧૨ |
| ગરૂડ પુરાણ પાનામા | ૨–૦ |
| ગરૂડ પુરાણ (ગુજરાતીમા) | ૦–૧૨ |
| અષ્ટાધ્યાયી રૂદ્રી સટીક | ૦–૧૨ |

**બુકસેલર રણછોડલાલ મોતીલાલ.**

પુસ્તકો વેચનાર—**અમદાવાદ.**

ભક્તશીરોમણી પાનાં ૨૫૬ કી. ૦-૧૮-૦

પવિત્ર લીલાવતી (હુઈાગીતમાં) ૦-૬-૦

સતી તારામતિ ,, ૦-૧૦-૦

કોણ ચાલાક ? ૦-૧૦-૦

સદેવંત સાવળીંગા ૦-૧૦-૦

ન્યુ ખુબસુરત ગાયનમાળા સચિત્ર ૦-૮-૦

મોટી ન્યુ ખુબસુરત ગાયનમાળા ૦-૧૨-૦

વિજયા વિજય ૦-૧૦-૦

સુદામાજી સચીત્ર ૦-૧૦-૦

દયાની દેવી સચીત્ર ૦—૬-૦

નળ દમયંતી સચિત્ર ૦-૧૦-૦

પંચીકરણ ગુજરાતી ૧-૮-૦

શુદ્ધ કાવ્ય દોહન કી. ૧-૮-૦

સાચો સવાશેર ૦-૮-૦

સંત સમાજ ભજનાવલી સચીત્ર કી. ૧-૦-૦

બત્રીસ પુતળી મોટી પાકું પુંઠું સચિત્ર ૩-૦-૦

"શોભના" સચીત્ર ૦-૬-૦

રણછોડ લીલા ભાગ ૧-૨ સચીત્ર દરેકના ૦-૬-૦

ગજરામારૂ, ગુલબ કાવળી, અગાસકસ્તુરી, સુદરકામદાર દરેક સચિત્ર કી. ૦-૮-૦

---

## પુસ્તકો વેચનાર વ્યાપારીઓને સુચના.

હાલમાં અમોએ સારા, સસ્તા ને સચિત્ર પુસ્તકો બહાર પાડયાં છે. નવાં નવાં સચિત્ર તેજદાર પુસ્તકો બહાર પડતાં જાય છે. આપ આપનું નામ નોંધાવશો તો છપાતાં નવા પુસ્તકો જણાવતાં રહીશું.

## ગામેગામ એજન્ટ જોઇએ છે.

તમો બીજો વ્યાપાર કરતા હો તેની સાથે વીસ પચીસ રૂપીયાના અમારા સારા સસ્તા ને સચિત્ર પુસ્તકો રાખશો તો ટુંકી મુડીમાં ઘણો સારો નફો મેળવી શકશો.

---

ઉપરનાં તમામ પુસ્તકો તથા બીજા દરેક પુસ્તક મળવાનું સ્થળઃ—

# બુકસેલર રણછોડલાલ મોતીલાલ શાહ.

રીચીરોડ—અમદાવાદ.

